માનવધર્મના ગ્રાહકોને ભેટ.



# વાગ્ભૂષણ

## ભાગ ૩ જો.

# વાગ્ભૂષણ

ભાગ ૩ જો

( કુવલયાનંદ ઉપરથી )

---

બનાવનાર.
વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી
જામનગર.

---

સુરત—ખોદાબક્ષ પ્રેસ નાણાવટ.

સંવત ૧૯૮૫.

---

કીમત. રૂ. ૦-૧૨-૦

# प्रस्तावना.



વાગ્ભૂષણ ભાગ ૨ જામાં જણાવ્યા પ્રમાણે આ ભાગમાં અલંકાર પ્રકરણ પૂરૂં કરેલું છે. એટલે અમારાં ગ્રાહકોને લક્ષ્ય લક્ષણ સહિત મૂળ શ્લોકો તથા ૯૯ સમજુતીને વાસ્તે કેવળ દૃષ્ટાંતના અન્ય શ્લોકો સહિત પૂરા સો અર્થાલંકાર આપી સંસ્કૃત ભાષાની ખુબી જાણવામાં પ્રવીણ કરવા માટે બનતો પ્રયત્ન કર્યોછે.

કર્ત્તા.

૪૦૪૩

# વાગ્ભૂષણ.

## ( ભાગ ૩ જો. )

### ૩૩ विरोधाभास अलंकार.

**आभासत्वे विरोधस्य विरोधाभास इष्यते ॥**
**विनापितान्विहारेण वक्षोजौ तवहारिणौ ॥**

જે શ્લોકમાં આભાસમાત્ર વિરોધ જણાતો હોયપણ પારમાર્થિક વિરોધ નહોય તે વિરોધાભાસ અલંકારનું ઉદાહરણ સમજવું. જેમકે હે નાજુક અંગવાળી નાયકા! હારવિનાપણ તારાં સ્તન **હારિણૌ** (વીરોધ પક્ષમાં હારવાળાં અને આભાસ પક્ષમાં મન હરનારાં) છે.

આ શ્લોકમાં **અપિશબ્દ** વિરોધનાં સ્વરૂપને બતાવનારો છે. તેનો ત્યાગ કરીએ એટલે વિરોધનો પરિહાર થઈ જાયછે. તેથી આ શ્લેષમૂલક વિરોધાભાસ અલંકારનું ઉદાહરણછે.

प्रतीपभूपैरिवकिंततोभियाविरुद्ध ॥
धर्मैरपिभेतृतोज्झिता ॥
अमित्राजिन्मित्राजिदोजसासय ॥
द्विचारदृक्चारदृगप्यवर्त्तत ॥

જેથી તે નળ પોતાના પ્રતાપેકરી અમિત્ર (મિત્રથી જુદા અને દુશ્મન) ને જીતનારો છતાં મિત્ર (દોસ્ત અને સૂર્ય) ને પણ જીત નારોછે. અને વિચાર દ્દક્ (ચાકર રૂપી દ્રષ્ટિથી રહિત અને વિચારમાં દ્રષ્ટિવાળો) છતાં ચાર દ્દક્ (ચાકરરૂપી દ્રષ્ટિવાળો). પણછે. તેથી શત્રુરાજાની પેઠે વિરૂદ્ધ ધર્મોએ પણ શું પોતાનુ પદાર્થોને જુદા પાડવાનું કામ તેના ભયથી ત્યાગ કરેલુંછે ?

આ શ્લોકમાં વિરોધાભાસ અલંકારનાં બે વાક્યોછે. તેમાં પ્રથમ રહેલાં બે પદનો પ્રથમ કહેલા અર્થ પ્રમાણે વ્યાખ્યાન કરતાં વિરોધ જણાયછે. અને બીજા અર્થને અનુસરતાં તે વિરોધ આભાસ રૂપ દેખાયછે તેથી આ વિરો ધાભાસ અલંકારનું ઉદાહરણછે.

## ३४ विभावना अलंकार.

**विभावनाविनाऽपिस्यात्कारणंकार्यजन्मचेत् ॥**
**अप्यलाक्षारसासिक्तंरक्तंत्वच्चरणद्वयम् ॥**

કારણ વિના પણ કાર્યનો જન્મ બતાવવો તે વિભાવના અલંકાર કહેવાયછે. જેમ કોઈ નાયક નાયકાને કહેછેકે, હે પ્રાણપ્રિયા ! લાખના રસથી રંગેલાં નથી તોપણ તારાં બે ચરણ રાતાંછે.

આ શ્લોકમાં લાક્ષારસના આશ્લેષ રૂપ કારણનો અભાવ છતાંપણ ચરણમાં રક્તિમા (રતાશ) કહેલછે. આ વિરોધનો પરિહાર સ્વભાવથીજ રક્તછે એમ સમજવાથી થાયછે. તેથી આ વિભાવના અલંકારનું ઉદાહરણછે.

**अपीतक्षीबकादंब मसंमृष्टामलांबरं ॥**
**अप्रसादितसूक्ष्मांबुजगदासीन्मनोरमं ॥**

મદ્યપાન વિનાપણ મદોન્મત્ત રાજહંસથી સુશોભિત, વાળ્યા વિના નિર્મળ આકાશવાળું અને

ગાજ્યઃ વિના હલકા જળવાળું આ જગત બહુ મનોહર લાગેછે.

આ શ્લોકમાં પાન આદિક પ્રસિદ્ધ હેતુનો અભાવ છતાં પણ મદોન્મત્તત્વાદિ વર્ણવેલુ છે, તે વિરૂદ્ધછે. પણ તેનો પરિહાર શરત્સમય રૂપ તેના હેતુના વિચારથી વિરોધને મુકીનેછે. તેથી આ પણ વિભાવના અલંકારનું ઉદાહરણછે.

**वरतनुकबरीविधायिना सुरभिनखेन नरेंद्रपाणिना ॥ अवचितकुसुमापिवल्लरी समजानिष्टंतनिलीनषट्पदा ॥**

આ નાયકા પ્રત્યે સખીની ઉક્તિછે કે, હે સુંદર શરીરવાળી સ્ત્રી ! તારો ચોટલો ગુથવાથી સુગંધી નખવાળા રાજાને હાથે વીણા એલ પુષ્પવાળી પણ આ લતા ડીંટમાં ચોટેલા ભ્રમરથી સુશોભિત લાગેછે.

આ શ્લોકમાં પુષ્પના અભાવવાળી વેલ માં ભ્રમરનું ચોટવું વર્ણવેલછે. તેમાં સ્ત્રીના ચોટલાની સુગંધી વાળા નરપતિ નખના સંબંધ રૂપ બીજો હેતુ વિશેષણપણે દેખાડેલછે. તેથી વિરોધનો પરિહાર થઈ અને વિભાવના અલંકાર થાયછે.

हेतूनामसमग्रत्वे कार्योत्पत्तिश्चसामता ॥
अस्त्रैरतीक्ष्णकठिनैर्जगज्जयातिमन्मथः ॥

સંપુર્ણ હેતુની સમૃદ્ધિન છતાં કાર્યની ઉત્પત્તિ તે બી.૭ વિભાવના કહેવાયછે. જેમકે, તીક્ષ્ણતા તથા કઠિનતાધર્મ રહિત શસ્ત્રથી (પુષ્પ રૂપ બાણથી) કામદેવ જગતને જીતેછે.

આ શ્લોકમાં જગતનો જય કરવા લાયક કાર્યછે. અને તેના હેતુ રૂપ અસ્ત્રમાં તીક્ષ્ણત્વાદિ ગુણની વિકલતા કહીછે, એટલે હેતુની અસમગ્રતા થઈ તેથી આ બી.૭ વિભાવનાનું ઉદાહરણછે.

उद्यानमारुतोद्धूता श्चूतचंपकरेणवः॥
उदस्रयंति पांथाना मस्पृशंतो विलोचने॥

બગીચામાંથી ઉડેલ આંબાની અને ચંપાની રજ નેત્રને સ્પર્શ નહિ કરીને વટેમાર્ગુનાં નેત્રને અશ્રુથી ભરપૂર કરેછે.

આ શ્લોકમાં આંસુ લાવવાના હેતુનુ અસમગ્રપણું એજ છેકે જે સ્પર્શ ક્રિયાનો અભાવ વર્ણવેલોછે. તેથી આપણ તેજ અલંકારનું ઉદાહરણછે. જેથી પેહેલા ઉદાહરણમા કામદેવના મહિમાના અતિશયરૂપ અને બીજા ઉદાહરણમાં ચંપકરેણુના ઉદ્દીપન કરનાર પણાના અતિશયરૂપ વિશેષ બતાવેલોછે. તેથી આ વિભાવના, વિશેષોક્તિ અલંકારછે એમ દંડી નામનો કવિ કહેછે. પણ અમેતો તીક્ષણત્વાદિની વિકલતાને કારણ વિશેષના અભાવરૂપ આની અને વિભાવના દેખાડેલીછે.

कार्योत्पत्तिस्तृतीयास्यात्सत्यतिप्रतिबंधके ॥
नरेंद्रानेवतेराजन्दशत्यासिभुजंगमः ॥

કાર્યની ઉત્પત્તિને અટકાવનાર પદાર્થ છતાં કાર્યની ઉત્પત્તિ વર્ણવાય તે ત્રીજી વિભાવના કહેવાયછે. જેમકે, કોઈ કવિ રાજાને કહેછે જે હે રાજન્ ! તારો ખડ્ગરૂપી સર્પ નરેંદ્ર ( વાદી તથા રાજા ) નેજ કરડેછે.

આ શ્લોકમાં નરેંદ્ર શબ્દવડે સર્પનાં ઝેરની પીડાને અટકાવનાર અને મંત્ર ઔષધીને જાણ નાર વાદીઓ શ્લેષથી ગ્રહણ કરાયલાછે. તેથી અટકાવનાર, છતાં કાર્યની ઉત્પત્તિ વર્ણવેલીછે. માટે આ ત્રીજો વિભાવના અલંકાર થયો.

चित्रंतपतिराजेंद्रप्रतापतपनस्तव ॥
अनातपत्रमुत्सृज्यसातपत्रंद्विषद्गणं ॥

કવિ રાજાને કહેછેકે, હે રાજન્ ! તારા પ્રતાપરૂપી સૂર્ય છત્ર રહિત ને મુકી છત્રવાળાં

શત્રુના સમૂહને તપાવે છે એ આશ્ચર્ય કારકછે. આ શ્લોકમાં પણ તડકાને અટકાવનાર છત્રને ધારણ કરનાર શત્રુને સંતાપની ઉત્પત્તિ રૂપ કાર્યની ઉત્પત્તિ વર્ણવી તેથી આ પણ તેજ વિભાવનાનું ઉદાહરણછે.

अकारणात्कार्यजन्मचतुर्थीस्याद्विभावना॥
शंखाद्वीणानिनादोयमुदेतिमहदद्भुतं ॥

જે જેનું કારણ ન હોય તેથી તે કાર્યની ઉત્પત્તિ વર્ણવવી તે ચોથી વિભાવના કહેવાયછે. જેમકે, શંખથકી વીણાનો શબ્દ પ્રગટ થાયછે, આ તો મોટી આશ્ચર્યની વાતછે.

આ શ્લોકમાં શંખ રૂપે મનોહર કામિનીનો કંઠ વર્ણવેલછે અને વીણાના નાદરૂપે તે નાયકાનું ગાયન વર્ણવેલછે, તેથી યોગ્યછે પણ શબ્દ માત્રનો અર્થ કરતાં વીણાનાદનું કારણ શંખ નથી. માટે અકારણથી કાર્યની ઉત્પત્તિ થઇ એટલે આ ચોથી વિભાવના કહેવાયછે.

तिलपुष्पात्समायाति;वायुश्चंदनसौरभः॥
इंदीवरयुगाच्चित्रं,निःसरंतिशिलीमुखाः॥

તલના ફુલથી ચંદનની સુગંધીવાળો પવન આવેછે અને બે શ્યામ કમળથી તીક્ષ્ણ બાણો નિકળેછે. આ મોટું આશ્ચર્યછે. કેમકે, તલનું ફુલ ચંદનની સુગંધીનું કારણ નથી અને શ્યામ કમળ બાણનું કારણ નથી તેથી આ ચોથી વિભાવનાનું ઉદાહરણછે વસ્તુતા એતો તલના પુષ્પથી નાસિકા કહેલછે, શ્યામ કમળથી બે નેત્ર તથા બાણથી કટાક્ષ કહેલાં છે.

विरुद्धात्कार्यसंपत्ति,र्दृष्टाकाचिद्विभावना ॥
शीतांशुकिरणस्तन्वींहंतसंतापयंतितां ॥

વિરૂદ્ધ કારણથી કાર્યની ઉત્પત્તિ વર્ણવત્રી તે પણ વિભાવના અલંકાર કહેવાય છે. જેમકે, ચંદ્રમાનાં શીતળ કિરણો તે સ્ત્રીને સંતાપ ઉત્પ ન્ન કરેછે.

આ શ્લોકમાં તાપની નિવૃત્તિ કરવાવાળાં કિરણોથી સ્રીનાં શરીરમાં તાપ કહ્યો એટલે વિરૂદ્ધ કારણથી કાર્યની ઉત્પત્તિ દેખાયછે તેથી આ વિભાવનાનું ઉદાહરણછે. વસ્તુતાએ વિરહ દશામાં ચંદ્ર કિરણોનું તાપ કારિત્વ વિરૂદ્ધ નથી.

उदितेकुमारसूर्ये,कुवलयमुल्लसतिभातिनक्षत्रं॥
मुकुलीभवंतिचित्रंपरराजकुमारपाणिपद्मानि॥

રાજકુમાર રૂપી સુર્ય ઉદય પામ્યે કુવલય નામનું ચંદ્ર વિકાસી કમળ વિકાસ પામેછે, નક્ષત્ર દેખાયછે અને બીજા રાજ કુમારના હાથરૂપી કમળ કળિકા રૂપ થાયછે. તે આશ્ચર્ય કારકછે. – અ.વિરૂદ્ધ અર્થ – રાજ કુમાર રૂપી સૂર્ય ઉદય પામ્યે ભૂમંડળ વિકાસ પામેછે, બીજા ક્ષત્રી નજરે પડતા નથી અને શત્રુ રાજ કુમારના હાથરૂપી કમળ કળીના આકારને ધારણ કરે છે.

अविवेकिकुचद्वंद्वंहंतुनामजगत्रयं ॥
श्रुतिप्रणयिनोरक्ष्णोरयुक्तंजनमारणं ॥

હે સ્ત્રી ! વિવેક વિનાનાં તારાં બેસ્તન જગતને ભલે મારે પણ શ્રુતિ (કાન અને વેદ) ના સંબંધવાળાં તારાં બે નેત્રજે માણસને મારે છે તે અઘટિતછે.

આગલાં ઉદાહરણમાં કારણ અને કાર્યને પરસ્પર વિરોધ સ્વાભાવિક હતો. અને આ ઉદાહરણમાં શ્રુતિસંબંધ રૂપ આગંતુક ગુણથી થયેલો વિરોધ ભાસેછે એટલો ભેદછે.

कार्यात्कारणजन्मापिदृष्टाकाचिद्विभावना ॥
यशःपयोराशिरभूत्करकल्पतरोस्तव ॥

કાર્યથી કારણનો જન્મ વર્ણવેલો હોય તે પણ વિભાવના કહેવાયછે જેમકે, હે રાજન્ ! તારા હાથ રૂપી કલ્પવૃક્ષથી યશરૂપી સમુદ્ર ઉત્પન્ન થયો.

આહીં સમુદ્ર કલ્પવૃક્ષનું કારણછે તે યશના સંબંધથી કાર્ય ઠરાવ્યું અને કલ્પવૃક્ષ જે સમુદ્રનું કાર્યછે તેને હાથના સંબંધથી કારણ ઠરાવ્યું તેથી આ વિભાવના અલંકારનું ઉદાહરણ થયું.

जातालताहिशैलेजातुलतायांनजायतेशैलः॥
संप्रतितद्विपरीतंकनकलतायांगिरिद्वयंजातं॥

પર્વત ઉપર લતા ઉત્પન્ન થાયછે પણ લતા ઉપર પર્વત કોઈ દિવસ થતો નથી અને હમણાંતો તેથી વિપરીત દેખીએ છીએ જે સોનાની લતા ઉપર બે પર્વત ઉત્પન્ન થયા.

આ શ્લોકમાં કનકલતા શબ્દથી કામિની અને ગિરિદ્વય શબ્દથી બેસ્તન વર્ણવેલાંછે.

## ૩૯ विशेषोक्ति अलंकार

कार्याजनिर्विशेषोक्तिःसतिपुष्कलकारणे॥
हृदिस्नेहक्षयोमाभूत्स्मरदीपेज्वलत्यपि॥

પુષ્કળ કારણ છતાં કાર્યની અનુત્પત્તિ તે વિશેષોક્તિ અલંકાર કહેવાયછે. જેમકે, કામદેવ રૂપી દીવો પ્રજ્વલિત છતાં પણ હૃદયમાંથી સ્નેહ (પ્રીતિ અને તેલ) નો ક્ષય ન થયો.

આ શ્લોકમાં સ્નેહના ક્ષયનું કારણ દીપનું પ્રજ્વલન છતાં પણ સ્નેહના ક્ષયનો અભાવ વર્ણવ્યો; તેથી આ વિશેષોક્તિ અલંકારનું ઉદાહરણછે.

**अनुरागवतीसंध्या दिवसस्तत्पुरःसर ः॥**
**अहोदैवगतिश्चित्रातथापिनसमागमः॥**

સંધ્યા અનુરાગ (રતાશ અને પ્રીતિ) વાળી છે અને દિવસ તેનો પુરઃસર (આગળ રહેનારો અને હુકમ ઉઠાવનારો) છે. તો પણ દૈવની ગતિ એવી વિચિત્રછેકે જેથી બન્નેનો સમાગમ થતો નથી.

શ્લોકમાં પુષ્કળ કારણ છતાં કાર્યની અનુત્પત્તિ હોવાથી વિશેષોક્તિ અલંકારછે.

## ३६. असंभव अलंकार.

असंभवोर्थनिष्पत्तेरसंभाव्यत्ववर्णनम्॥
कोवेदगोपशिशुकःशैलमुत्पाटयेदिति॥

અર્થની ઉત્પત્તિના અસંભવનું વર્ણન કરવું તે અસંભવ અલંકાર કહેવાયછે. જેમકે, કોણ જાણતો હતો જે આ ગોવાળનો નાનકડો છોકરો પર્વત ઉપાડશે.

આ શ્લોકમાં પર્વત ઉપાડવાનો બાળક અવસ્થામાં અસંભવ વર્ણવેલછે. તેથી આ અસંભવનું ઉદાહરણછે. ઈશ્વિરાવતારને લીધે અસંભવિત અર્થ સંભવિત થાયછે.

अयंवारामेकोनिलयइतिरत्नाकरइति
श्रितोस्माभिस्तृष्णातरलितमनोभिर्जलनिधिः॥
कएवंजानीतेनिजकरपुटीकोटरगतं
क्षणादेनंताम्यत्तिमिमकरमापास्यतिमुनिः॥

આ સમુદ્ર પાણીનું મુખ્ય સ્થાનકછે અને

રત્નનો ભંડારછે એમ સમજીને તૃષ્ણાથી ચપળ મનવાળાએ અમે તેનો આશ્રય કર્યો. પણ કોણ જાણતું હતું કે આ સમુદ્રને અગસ્ત્ય મુનિ હથેળીમાં લઈને ક્ષણ માત્રમાં પીઈ જાશે. અને મગર મત્સ્યાદિક જળચર જળ વિનાફડ ફડશે !

આ શ્લોકમાં પણ સમુદ્રના પાનના અસંભવનું વર્ણન હોવાથી આ અસંભવઅલંકારનું ઉદાહરણછે.

## ૩૭ असंगति अलंकार.

विरुद्धंभिन्नदेशत्वंकार्यहेत्वोरसंगतिः॥

विषंजलधरैःपीतंमूर्छिताःपथिकांगनाः॥

કોઈ દિવસ ન દેખેલું કાર્ય હેતુનું જુદાં જુદાં સ્થળમાં વર્ણન કરવું તે અસંગતિ અલંકાર કહેવાયછે. જેમકે, વિષ (જળ અને ઝેર) મેઘ પીધું અને વટેમાર્ગુની સ્ત્રીઓ મૂંછિત થઈ લોકમાં જે ઝેર પીએછે તે મૂંછિત થાયછે.

અને આ શ્લોકમાં મૂર્છાનું કારણ વિષપાન કરનારા મેઘ અને મૂર્છા પામનારી વટેમાર્ગુની સ્ત્રીઓ વર્ણવેલીછે તેથી આ અસંગતિ અલંકારનું ઉદાહરણછે. વિરહિણી નાયકાઓને મેઘનુ દર્શન મૂર્છા પેદા કરનારછે તેથી આમ કહેલુંછે.

अहोखलभुजंगस्याविचित्रोयंवधक्रमः॥

अन्यस्यदशतेश्रोत्रमन्यःप्राणैर्वियुज्यते ॥

ખલ પુરૂષ રૂપી સર્પ જે મનુષ્યને મારે છે તે મારવાનો ક્રમ પ્રસિદ્ધ સર્પ કરતાં જુદો જણાયછે. કેમકે, પ્રસિદ્ધ સર્પ જેને કરડે તેજ મરેછે. અને આ ખલ પુરૂષ રૂપી સર્પ કરડે છે બીજાના કાનને અને મરેછે બીજો.

આ શ્લોકમાં મરણનું કારણ સર્પ દંશ બીજાના કાનને વર્ણવ્યો અને મરણ બીજાનું કહ્યું તેથી આ અસંગતિ અલંકારનું ઉદાહરણથાયછે. ચુગલ ખોર માણસ બીજાના કાનમાં ચુગલી કરે અને તેથી બીજાનું મરણ થાયછે.

એટલે વાસ્તવ અર્થ અસંગત નથી.

अन्यत्रकरणीयस्यततोन्यत्रकृतिश्चसा ॥
अन्यत्कर्तुंप्रवृत्तस्यतद्विरुद्धकृतिस्तथा ॥
अपारिजातांवसुधांचिकीर्षन्द्यांतथाकृथाः ॥
गोत्रोद्धारप्रवृत्तोपिगोत्रोभ्देदंपुराकरोः ॥

બીજે ઠેકાણે કરવા લાયક કામને તેથી બીજે ઠેકાણે કરવું તે પણ અસંગતિ અલંકાર કહેવાયછે. તેમજ બીજું કામ કરવાને પ્રવૃત્ત પુરૂષ તેથી વિરૂદ્ધ કામ કરે તેપણ અસંગતિ અલંકાર કહેવાયછે. જેમકે, ઈંદ્ર શ્રીકૃષ્ણને કહેછે જે, હે કૃષ્ણ ! તમે પૃથ્વીને અપારિજાત (શત્રુ રહિત અને પારિજાત વૃક્ષ રહિત) કરવાની ઈચ્છાથી સ્વર્ગને તેવું કર્યું. અને આગળ વરાહ અવતારને વખતે ગોત્રોદ્ધાર (પૃથ્વીનો ઉદ્ધાર) માટે પ્રવૃત્ત એવા તમે ગોત્રોભ્દેદ (પર્વતનો નાશ) કરેલોછે.

પ્રથમ ઉદાહરણમાં અપારિજાત પાણું પૃથ્વીમાં કરવાનું હતું તે સ્વર્ગરા કર્યું. એટલે આ

પેહેલી અસંગતિનું ઉદાહરણછે. અને બીજા ઉદાહરણમાં ગોત્રોદ્ધારમાં પ્રવૃત્તિ કરનારે ગોત્રો ભેદક રૂપી તેથી વિરૂદ્ધ કામ કરેલું કહેલછે. તેથી એ બીજી અસંગતિનું ઉદાહરણછે, આ બે ઉદાહરણ શ્લેષથી સિદ્ધ થાય છે.

त्वत्खड्गखंडितसपत्नविलासिनीनां
भूषाभवंत्यभिनवाभुवनैकवीर ॥
नेत्रेषुकंकणमथोरुषुपत्रवल्ली
चोलेंद्रसिंहतिलकंकरपल्लवेषु ॥
मोहंजगत्त्रयभुवामपनेतुमेत
दादायरूपमखिलेश्वरदेहभाजाम् ॥
निःसीमकांतिरसनीरधिनामुतैव
मोहंप्रवर्द्धयसिमुग्धविलासिनीनाम् ॥

કવિ રાજાને કહેછે કે, હે ભુવનમાં મુખ્ય વીર રાજા ચોલેંદ્રસિંહ ! તારા ખડ્ગથી ખંડિત શત્રુની સ્ત્રીઓના અંગઉપર પૂર્વે ન દેખેલાં

નવાં ઘરેણાં દેખાયછે. કેમકે તેના નેત્રમાં કંકણ (બલોયું અને જળકણ), સાથળ ઉપર પત્રવલ્લી (પાંદડાંવાલી વેલ અને કુકડાં માંકડાં કે જે કપોળમાં ચિતરાયછે તે) અને કર પલ્લવમાં તિલક (ચાંદલો તથા તિલયુક્ત પાણી જે તર્પણ વખ તે ગ્રહણ કરાયછે તે) દેખીએ છીએ

આ શ્લોકમાં શ્લેષથી હસ્તમાં ધારણ કરવા લાયક કંકણ નેત્રમાં કહ્યું તેથી બીજાં સ્થાનમાં કરવા લાયકનું બીજું સ્થળ સિદ્ધ થયું તે દી આ પેહેલી અસંગતિનું ઉદાહરણછે

હે અખિલેશ્વર શ્રી કૃષ્ણ ! ત્રણ જગ તમાં રહેનાર મનુષ્યોના મોહને મટાડવામાટે આ શ્રી કૃષ્ણનું સ્વરૂપ ધારણ કરી નિર્મર્યાદા કાંતિ જળના સમુદ્ર રૂપ તેજ શરીરથી મુગ્ધા નાયકાઓને મોહ વધારોછો.

આ ઉદાહરણમાં મોહની નિવૃત્તિ માટે ધારણ કરેલ શરીરથી મોહની અભિવૃદ્ધિ રૂપ

વિરૂદ્ધ કાર્ય વર્ણવેલુંછે. તેથી આ બીજો અસંગતિનું ઉદાહરણછે.

## ૩૮ विषम अलंकार.

विषमंवर्ग्यतेयत्रघटनाननुरूपयोः ॥
क्वेयंशिरीषमृद्वंगीकतावन्मदनज्वरः ॥

સંબંધને નહિ લાયક બે પદાર્થોના પરસ્પર સંબંધનું જ્યાં વર્ણન કરવામાં આવે ત્યા વિષમ અલંકાર થાયછે. જેમકે શિરીષનાં પુષ્પ જેવાં મૃદુ ( કોમળ ) અંગવાળી આ નાયકા ક્યાં ! અને કઠિન અંગવાળાં માણસ પણ જેને સહન ન કરી શકે એવો આ મદન જ્વર ક્યાં !

આ ઉદાહરણમાં મૃદુપણાંથી અને દુ:સહ પાણાંથી પરસ્પર સબંધને નહિ લાયક સ્ત્રી અને કામ જ્વરનો સંબંધ વર્ણવેલોછે તેથી આ વિષમ અલંકાર થયો.

अभिलषसियदिंदोवत्कलक्ष्मींमृगाक्ष्याः॥

पुनरपिसकृदब्धौमज्जसंक्षालयांकम्॥
सुविमलमथबिंबंपारिजातप्रसूनैः
सुरभयवदनोचेत्त्वंकतस्यामुखंक ॥

હે ચંદ્ર ! મૃગનયના નાયકાનાં મુખની શોભાને ઇચ્છતો હોયતો ફરીથી એકવાર સમુદ્રમાં ડુબકીમાર અને તારાં કલંકનેધો અને ધોવાથી જ્યારે તારૂં બિંબ નિર્મળ થાય ત્યારે તેને કલ્પ વૃક્ષનાં ફુલથી સુગંધી વાળું કર, તો મુખની શોભા તારા બિંબમાં આવે. નહિ તો કહેકે તારૂં બિંબ ક્યાં ! અને મૃગનયનાનું મુખ ક્યાં !

આગલાં ઉદાહરણમાં વસ્તુ ગતિથી સાચી ઘટના હતી અને આ ઉદાહરણમાં ચંદ્રમાની તથા વદનની કલ્પિત શોભાની ઘટનાછે. એટલો ભેદછે.

विरूपकार्यस्योत्पत्तिरपरंत्रिषमंमतं॥
कीर्त्तिप्रसूतेधवलांश्यामातवकृपाणिका॥

કારણથી વિલક્ષણ રૂપવાળાં કાર્યની ઉત્પ ત્તિ જ્યાં કહેવાય ત્યાં બીજો વિષમ અલંકાર થાયછે. જેમકે, હે રાજન્ ! તારી શ્યામ રંગ વાળી તલવાર ધોળી કીર્ત્તિને જણેછે.

આ ઉદાહરણમાં કીર્ત્તિનું કારણ તલવાર શ્યામ અને તેમાંથી ઉત્પન્ન થયેલી કીર્ત્તિ ધોળી વર્ણવેલછે. જેથી આ બીજા વિષમ અલંકારનું ઉદાહરણછે.

अनिष्टस्याप्यवाप्तिश्चतदिष्टार्थसमुद्यमात्॥
भक्ष्याशयाहिमंजूषांदष्ट्वाखुस्तेनभक्षितः॥

પોતાના ઇષ્ટ અર્થ સાધવાનો ઉદ્યમ કરતાં અનિષ્ટની પ્રાપ્તિ થાય તે પણ વિષમ અલં કાર કહેવાયછે. જેમકે, ખાવા લાયક ચીજની આશાથી સપનો કરંડીઓ ફાડીને તેમાં પેઠેલો ઉંદર પોતે સર્પથી ખાઇ જવાણો.

આ શ્લોકમાં ખાવા લાયક ચીજની ઇચ્છાથી સપના કરંડીઆમાં પેઠેલા ઉંદરને

ખાવાનું ન મળ્યું અને પોતે ખવાણો એવા અનિષ્ટનો લાભ થવાથી આ ત્રીજા વિષમ અલંકારનું ઉદાહરણ થયું.

गोपालइतिकृष्णत्वं प्रचुरक्षीरवांछया ॥
श्रितोमातृस्तनक्षीर मप्यलभ्यंत्वयाकृतं ॥

હે શ્રી કૃષ્ણ ! તમે ગાયોના પાળનાર છો એમ જાણી ઘણા દૂધની ઈચ્છાથી તમારો આશ્રય કર્યો ત્યાં તો તમે માનું દૂધપણ દુર્લભ કરાવ્યું.

પદાર્થની પ્રાપ્તિ રૂપ ઈષ્ટ અર્થ પામવાના ઉદ્યમથી ઈષ્ટની અપ્રાપ્તિ અને અનિષ્ટની પ્રાપ્તિવાળું આ વિષમ અલંકારનું ઉદાહરણછે.

## ३९ समअलंकार.

समंस्याद्वर्णनंयत्र द्वयोरप्यनुरूपयोः॥
स्वानरूपंकृतंसद्म हारेणकुचमंडलम् ॥

બે સરખા પદાર્થના સંબંધનું વર્ણન હોયતો સમ અલંકાર થાયછે. જેમકે સ્રીના

કઠમાં મોતીનો હારજોઈ કોઈ પુરૂષ પોતાના મિત્રને કહેછેકે હે મિત્ર ! આ મોતીના હારે પોતાને લાયક સ્થાન ગોત્યુંછે જે કુચમંડળમાં રહેછે.

આ ઉદાહરણ વિષમાલંકારના ભેદથી ઉલટુંછે તેથી સમ અલંકાર કહેવાયછે.

**कौमुदीवतुहिनांशुमंडलंजान्हवीवशशिखंड मंडनम् ॥**

**पश्यकीर्त्तिरनुरूपमाश्रितात्वांविभातिनर सिंहभूपते ॥**

હે નરસિંહ નામના ભૂપતિ ! ચંદ્રમંડળને કૌમુદીની પેઠે, તથા મહાદેવને ગંગાની પેઠે તને લાયક સમજી કીર્ત્તિએ તારો આશ્રય કર્યોછે. અને જો તેથી તે બહુ શોભેછે.

આ શ્લોકમાં લાયક બે પદાર્થના સંબંધનું વર્ણન કરવાથી આ સમ અલંકારનું ઉદાહરણછે.

**चित्रंचित्रंबतबतमहाच्चित्रमेतद्विचित्रं**
**जातोदैवादुचितघटनासंविधाताविधाता ॥**
**यन्निम्बानांपरिणतफलस्फातिरास्वादनीया**
**यच्चैतस्याःकवलनकलाकोविदः**
**काकलोकः॥**

પાકેલ લીંબડા ઉપર બેસીને લીંબોળીનુ ભક્ષણ કરનાર કાગડાને જોઈ અને કોઇ પુરૂષ પોતાના મિત્રને વિસ્મય કરીને કહેછે કે,- પ્રાર બ્ધના જોગથી બ્રહ્માએ ઉચિત સંબંધ કરેલો છેજે લીંબડાનાં પાકલ ફળખાવા લાયક બનાવ્યા અને તેના ભક્ષણમાં સુઘડ કાગડાઓને કર્યાં.

આગલું ઉદાહરણ સ્તુતિમાં પર્યવસાન પામેછે અને આ નિંદામાં પર્યવસાન પામેછે એટલોજ ફેરછે. જેથી આ પણ સમ અલંકા રનું ઉદાહરણછે.

**सारूप्यमपिकार्यस्य कारणेनसमंविदः॥**

आदौहालाहलहुतभुजादत्तहस्तावलंबो
बाल्येशंभोर्नीटिलमहसाबद्धमैत्रीनिरूढः॥
प्रौढोराहोरपिमुखविषेणांतरंगीकृतोयः
सोयंचंद्रस्तपतिकिरणैर्मामितिप्राप्तमेतत् ॥

આ વિરહિણી નાયિકાની ઉક્તિ છેકે, આ ચંદ્ર પેહેલાં ઉત્પત્તિ વખતે ઝેરરૂપી અગ્નિનો સોબતી થયેલો હતો તેણે બાલ્ય અવસ્થામાં શંભુના કપાળમાં રહેનાર અગ્નિસાથે મિત્રતા કરીહતી તથા તેને જુવાન અવસ્થામાં રાહુના મુખનાં ઝેરસાથે સોબત થયેલી હતી. એ પ્રમાણે સર્વ અવસ્થામાં અગ્નિની સોબત કરનાર ચંદ્ર પોતાનાં કિરણોથી મને સંતાપ કરે તે યોગ્યછે.

આગલા ઉદાહરણમાં કાર્યની કારણના સ્વભાવથી સમતા વર્ણવેલીછે. એટલો ભેદછે. બાકી આ સમ અલંકારનું ઉદાહરણછે.

नीचप्रवणतालक्ष्मी जलजायास्तवोचिता॥

કાર્યનું કારણ સાથે સમરૂપ વર્ણવવું તે પણ સમ અલંકાર કહેવાયછે. જેમકે હે લક્ષ્મી! તું પાણીમાંથી ઉત્પન્ન થયેલછે માટે પાણીની પેઠે નીચમાં આસક્તિ રાખવી એ તુંને લાયકછે.

આ ઉદાહરણ બીજા નિયમથી ઉલટા સમ અલંકારનુંછે.

दवदहनादुत्पन्नोधूमोघनतामवाप्यवर्षैस्तम्॥

यच्छमयतितद्युक्तंसोपिचदवमेवानिर्दहति॥

દાવાનળથી ઉત્પન્ન થયેલ ધૂમ મેઘરૂપ થઈ જળની વૃષ્ટિથી તે અગ્નિનો નાશ કરેછે તે યોગ્યછે. કેમકે, તે અગ્નિપણ વનમાથી ઉત્પન્ન થઇ વનનેજ બાળેછે.

આ પણ ઉપર લખેલ સમ અલંકારનું ઉદાહરણછે.

विनानिष्टंचतत्सिद्धिर्यदर्थंकन्तुमुद्यमः॥
युक्तोवारणलाभोयंस्यान्नतेवारणार्थिनः॥

જે કામ કરવા તત્પર થયા હોઇએ તે કામ અનિષ્ટ વિનાસિદ્ધ થાય તેપણ સમ અલંકાર કહેવાયછે. જેમકે, હાથીની ઇચ્છાથી રાજ્યદ્વારમાં પેહેલા કોઈ પુરૂષને દ્વારપાળ તરફથી મનાના અક્ષર (ખડેરે) સાંભળીને કોઈ પુરૂષ તે હાથીના અર્થીની ઠેકડી કરેછે જે, તુને વારણ (હાથી) ની ઇચ્છા હતી માટે આ વારણ (અટકાવ) નો લાભ યોગ્યછે.

આ શ્લોકમાં હાથીની ઇચ્છાથી રાજાને દ્વારે જનાર પુરૂષને દ્વારપાળ તરફથી મનાનાં વચન સાંભળી કોઇ ઠેકડી કરેછે તેનું આ વચનછે. આ ઠેકાણે આવી શંકા ન કરવી. કે આ શ્લોકમાં મના રૂપી વારણથી અનિષ્ટની પ્રાપ્તિ થઈ તેથી ઉપર લખેલ સમ અલંકારનું આ ઉદાહરણ નથી. કેમકે, રાજ્યદ્વારમાં ક્ષણમાત્ર રોકવા

માટે જે દ્વારપાળ તરફથી વારણની પ્રાપ્તિ થાયછે તે નિંદ્ય નથી. કારણકે રાજાનો હુકમ આવ્યે પાછો તેનો રાજ્ય મંદિરમાં પ્રવેશ થઈ શકેછે. માટે આ વિષમા લંકારનું ઉદાહરણ નથી પણ સમાલંકારનુંજ ઉદાહરણછે.

उच्चैर्गजैरटनमर्थयमानएव ॥
त्वामाश्रयन्निहचिराद्गुषितोस्मिराजन ॥
उच्चाटनंत्वमपिलंभयसेतदेवमामद्यनैव ॥
विफलामहतांहिसेवा ॥

કોઈ કવિ રાજા પ્રત્યે કહેછેકે, હે રાજા ! ઊંચા હાથી ઉપર બેસીને ફરવાની ઇચ્છાથી તારે આશરે આવીને હું ઘણા દિવસ થયા આ શેહેરમાં રહેલોછું અને તું પણ હાલમને ઉચ્ચાટન ( ઉંચા વાહન ઉપર બેસીને ફરવું તથા દેશ નિકાલ કરવું ) આપેછે. તેથીમેં નિશ્ચય

કર્યોછે કે મોટા પુરૂષની સેવા નિષ્ફળ થતીનથી.

આ શ્લોકમાં જો પણ સ્તુતિથી નિંદા બતાવવાની વિવક્ષા હોયતો વિષમ અલંકાર થાયછે. તોપણ પ્રથમ સ્તુતિરૂપ જે અર્થ દેખા યછે તેની વિવક્ષાથી સમ અલંકાર નિવારણ કરી શકાતો નથી. આ રીતે જયાં ઇષ્ટનો લાભ હોય તોપણ શ્લેષને લીધે ખરાબ અપ્રિય અર્થની પ્રતીતિ થતી હોય ત્યાં પણ સમ અલ કારની હાનિ નથી.

शस्त्रनखलुकर्त्तव्यमितिपित्रानियोजितः॥
तदेवशस्त्रंकृतवान्पितुराज्ञानलंघिता ॥

પિતાએ પુત્રને કહ્યુંકે તારે શસ્ત્ર નખલુ (ન-ખલુ-નહિ-નિશ્ચે-તથા નખને કાપનાર) કરવું. તે પિતાનાં વચન સાંભળીને તેજ શસ્ત્ર કર્યું. એટલે નખલુ ( નેરણી ) કર્યું. અને પિતા ની આજ્ઞાનું ઉલ્લંઘન ન કર્યું.

આ શ્લોકમાં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘ નન કર્યું એવાં વાકયથી વિરોધા લંકારની અભિવ્યકિતને માટે 'નખલુ' એ પદમાં ન–ખલુ એવા વિભાગની વિવક્ષાછે. તોપણ **नखंलुनातीतिनखलु** નખને કાપે તેને નખલુ કહીએ એવાં એક પદથી નેરણીને કહેવાવાળા અર્થને ગ્રહણ કરીને પણ સમ અલંકાર સિદ્ધ થાયછે.

**सत्यंतपःसुगत्यैयत्तप्त्वांबुषुरविमतीक्षंसत्व॥**
**अनुभवातिसुगतिमब्जंत्वत्पदजन्मानिसमस्त**
**कमनीयम् ॥**

આ નાયકા પ્રત્યે નાયકની ઉકિતછેકે હે તન્વિ ! ( સૂક્ષ્મઅંગવાળી ! ) તપ સારીગતિ, ન આપેછે એ વાત સત્યછે. કેમકે કમળ પાણી માં રવિની અપેક્ષા વાળું તપ કરી તારા પગ રૂપ જન્મને પામી સર્વ કમળમાં શ્રેષ્ઠ થઈ સુગ

તિ (ઉત્તમ લોકની પ્રાપ્તિ અને સારૂ ચાલવું) ને અનુભવેછે.

આ શ્લોકમાં સુગતિ શબ્દ શ્લેષવાળો છે. તેથી ઉત્તમ ગતિ અને સારૂં ચાલવુ એવા બે અર્થોને બતાવીને કમળને ઉત્તમ લોકની પ્રાપ્તિ ઘટતી નથી માટે સારી ચાલ ઉપર અર્થ લઈને અહીં સમ અલંકાર સિદ્ધથાયછે.

## ૪૦ विचित्र अलंकार.

**विचित्रंतत्प्रयत्नश्चेद्विपरीतःफलेच्छया ॥**

**नमंतिसंतस्त्रैलोक्यादपिलब्धुंसमुन्नतिं ॥**

ફળની ઇચ્છાથી વિપરીત પ્રયત્ન કરવો તે વિચિત્ર નામનો અલંકાર કહેવાયછે. જેમકે, ત્રણ લોકથી પણ ઉંચા પણું પામવા માટે સત્પુરૂષો હમેશ નમતા રહેછે.

આ શ્લોકમાં ઉન્નતિરૂપ ફળની ઇચ્છાથી નમવા રૂપ પ્રયત્ન તદન ઉલટોછે. એટલે આ

વિચિત્ર અલંકારનું ઉદાહરણ થયું. પણ તેમ કરવાથીજ ઉંચ પણું મળેછે તેથી તેમ કહેલુંછે.

मलिनयितुंखलवदनंविमलयतिजगति देवकीर्त्तिस्ते ॥ मित्राल्हादंकर्त्तं मित्रायद्रुह्यतिप्रतापोपि ॥

રાજા પ્રત્યે કવિની ઉક્તિછેકે, હે દેવ! તમારી કીર્ત્તિ ખળ પુરૂષનું મુખ કાળું કરવા માટે માટે ત્રણ ભુવનને ધોળાં કરેછે અને તમારો પ્રતાપપણ મિત્ર વર્ગને આનંદ ઉપજાવવા મિત્ર (સૂર્ય) સાથે દ્રોહ કરેછે. એટલે તે કરતાં પણ અત્યંત પ્રચંડ પણું બતાવેછે.

આ શ્લોકમાં પણ સાધવા લાયક ફળ કરતાં વિપરીત પ્રયત્ન વર્ણવેલછે. તેથી આ વિચિત્ર અલંકારનું ઉદાહરણછે.

## ४१ अधिक अलंकार.

अधिकंपृथुलाधारादाधेयाधिक्यवर्णनम् ॥
ब्रह्मांडानिजलेयत्रतत्रमांतिनतेगुणाः॥

આધેય (અહીં રાખવા લાયક ચીજ) ની અપેક્ષાથી વિશાળ આધાર કરતાં પણ આધેયની અધિકતાનું વર્ણન કરવું તે અધિક અલંકાર કહેવાયછે. જેમકે, જે પાણીમાં ચૌદ બ્રહ્માંડ સમાઇ જાયછે તેજળમાં તારા ગુણ માતાનથી.

આ શ્લોકમાં આધાર જે પાણી તે કરત આધેય જે ગુણ તેની અધિકતાનું વર્ણનછે. તોં થી આ અધિક અલંકાર થયો.

युगांतकालप्रतिसंहृतात्मनोजगंतियस्यांस
विकाशमासत ॥ तनैाममुस्तत्रनकैटभद्विष
स्तपोधनाभ्यागमसंभवामुदः॥

પ્રલય કાળને વખતે આખાં જગતને જે શરીરમાં ભગવાન ન સંકડાય તેમ સમાવેછે તે કૈટભ દૈત્યને મારનાર શ્રી કૃષ્ણના શરીરમાં ના–

૨૯ આવવાથી ઉપજેલો હર્ષ ન સમાયો

આ શ્લોકમાં પણ આધાર રૂપ શ્રી કૃષ્ણના શરીર કરતાં આધેય હર્ષનું અધિક વર્ણન હોવાથી આ અધિક અલંકાર થયો.

**पृथ्वाधेयाद्यदाधाराधिक्यंतदपितन्मतं ॥**
**कियद्वाक्ब्रह्मयत्रैतेविश्राम्यंतिगुणास्तव ॥**

વિશાળ આધેય પદાર્થથી આધારની અધિકતા બતાવવી તે પણ અધિક અલંકાર કહેવાયછે. જેમકે, પરમેશ્વર પ્રત્યે ભકતની ઉકતછે જે હે પરમેશ્વર ! જેમાં તમારા અનંત ગુણ સમાઇ જાયછે તે શબ્દ બ્રહ્મ પ્રમાણ રહિતછે એમ હું જાણુંછું.

આ શ્લોકમાં પણ પ્રત્યક્ષ ઘણા ગુણનો વિશ્રામ શબ્દ બ્રહ્મમાં વર્ણવ્યો, જેથી શબ્દ બ્રહ્મની અધિકતા દેખાયછે એટલે આ પણ અધિક અલંકારનું ઉદાહરણછે.

अहोविशालंभूपालभुवनत्रितयोदरं॥
मातिमातुमशक्योपियशोराशिर्यदत्रते ॥

કોઈ કવિ રાજાને આશ્ચર્ય કરીને કહેછે કે. હે ભૂપાલ ! ત્રણ ભુવનનું ઉદર બહુ મોટુંછે કેમકે અપરિમત તારા યશનો સમૂહ તેમાં સમાઈ જાયછે.

આ ઠેકાણે જો પણ એ ઉદાહરણમાં આધારની જે પાણ બ્રહ્મ અને ભુવનત્રયનું ઉદર તેની પ્રશંસાછે તોપણ સૂક્ષ્મપણાંએ કરીને સિદ્ધ કરાયેલ શબ્દ બ્રહ્મ અને ભુવનોદરની ગુણ અને યશનું અધિકરણ હોવાથી અધિકપણું કલ્પીને પ્રશંસા કરાયછે. માટે તે આધારની પ્રશંસા ગુણ અને યશોરાશિની પ્રશંસામાં પર્યવસાન પામેછે.

## ૪૨ अल्प अलंकार.

अल्पंतुसूक्ष्मादाधेयाद्यदाधारस्यसूक्ष्मता॥

मणिमालोर्मिकातेद्यकरेजपवदीयते ॥

સૂક્ષ્મ આધેયથી આધારની સૂક્ષ્મતા વર્ણ વેલી હોયતો અલ્પ અલંકાર કહેવાયછે. જેમકે, સખી વિરહિણી નાયિકાને કહેછે જે હે સખી! મણિથી જડેલ તારી આંગલીની વીંટી હાલ વિરહ અવસ્થાને લીધે તારાં કાંડામાં બેરખા જેવી શોભેછે.

આ શ્લોકમાં આધેય જે વીંટી નાનકડી ચીજછે, તેપણ વિરહિણી નાયિકાના કાંડામાં કંકણની પેઠે પેસીને બેરખાની પેઠે લટકેછે એ કહેવાથી વિરહ અવસ્થામાં વીંટી કરતાં પણ આધાર હાથનું સૂક્ષ્મ પણું વર્ણવ્યું. તેથી અલ્પ અલંકાર થયો.

यन्मध्यदेशादपितेसूक्ष्मंलोलाक्षिदृश्यते ॥
मृणालसूत्रमपितेनसंमातिस्तनांतरे ॥

હે ચચલ નયના! જે પુષ્પનો તંતુ તારા

કટિભાગથી પણ સૂક્ષ્મ દેખાયછે. તેપણ તારાં બે સ્તનની વચમાં સમાતો નથી.

આ શ્લોકમાં આધેય મૃણાલતંતુને સૂક્ષ્મ કહીને તેથી પણ બે સ્તનના આધારરૂપ વચલા ભાગને પુષ્પતંતુ ન સમાવાથી અતિ સૂક્ષ્મ કહ્યો એટલે આ અલ્પ અલંકારનું ઉદાહરણ થયું.

## ४३ अन्योन्य अलंकार.

अन्योन्यंनामयत्रस्यादुपकारःपरस्परम् ॥
त्रियामाशशिनाभातिशशीभातीत्रियामया ॥

જે ગદ્ય પદ્યમાં પરસ્પર ઉપકાર વર્ણવેલો હોય ત્યાં અન્યોન્ય અલંકાર થાયછે. જેમકે, ચંદ્રથી રાત્રિ શોભેછે અને રાત્રિથી ચંદ્ર શોભેછે.

આ શ્લોકમાં ચંદ્રનો અને રાત્રિનો પરસ્પર ઉપકાર વર્ણવેલોછે. તેથી અન્યોન્ય અલંકાર થયો.

यथोर्ध्वाक्षःपिबत्यंबुप थिकोविरलांगुलिः॥
तथाप्रपापालिकापिधारांवितनुतेतनुं ॥

જેમ ઊંચાં નેત્ર રાખી તથા બોબાની આંગળીઓ મોકલી રાખી વટેમાર્ગુ પાણી પીએછે, તેમ પીયાવાની માલેક ઓરતપણ પાણી ની ઝીણી ધાર કરેછે.

આ શ્લોકમાં પોતામાં આ સક્તિને લીધે પાણી પીવાના મિષે કરી ઘણીવારસૂંધી પોતાનું મુખજોવા ઇચ્છનારી તે પીયાવાની માલેક ઓરતનો હાથની આંગળીઓ મોકલી કરવાથી ઘણી વાર પાણી રેડવું પડે એમ કરીને ઉપકાર કર્યો. તેમજ તે ઓરતે પણ પાણી પીવાના મિષથી ઘણીવાર પોતાનું મુખ જોવાને ઇચ્છનાર તે પથિકનો ઝીણી ધારથી ઘણીવાર લગાડીને ઉપ કાર કર્યો. આ ઠેકાણે બે તેતે પોત પોતાના વ્યાપારથી પોત પોતાનોજ ઉપકાર થયેલછે તો

પણ પરસ્પર ઉપકાર કાઢી નખાય તેમ નથી. એટલે આ અન્યોન્ય અલંકારનું ઉદાહરણ થયું.

## ૪૪ विशेष अलंकार.

विशेषःख्यातमाधारंविनाप्याधेयवर्णनम् ॥
गतेपिसूर्येदीपस्थस्तमश्छिदंतितत्कराः॥

પ્રસિદ્ધ આધાર વિના જ્યાં આધેયનું વર્ણન હોય ત્યાં વિશેષ અલંકાર થાયછે. જેમકે, સૂર્ય ગયા તોપણ તેનાં કિરણો દીવામાં રહીને અંધારાંને કાપેછે.

આ શ્લોકમાં કિરણોનો પ્રસિદ્ધ આધાર સૂર્યછે તેનો અભાવ થયે તેની દીપમાં સ્થિતિ વર્ણવી તેથી વિશેષ અલંકાર થયો.

कमलमनंभसिकमलेकुवलयमेतानिकनकलतिकायां ॥ साचसुकुमारसुभगेत्युत्पातपरंपराकेयं ॥

પાણી વિનાના સ્થળમાં કમળ, કમળમાં શ્યામ કમળ અને તે સ૰ સોનાની લતામાં તથા તે સોનાની લતા કુણી દેખાયછે. આ તે ઉત્પાતની પરંપરા ક્યાંથી પેદા થઈ કે જે જગત આખાંને દુઃખ દેનારી દેખાયછે.

આ પાણી રૂપ પ્રસિદ્ધ આધારનો અભાવ છતાં પણ કમળ અને શ્યામ કમળની જે જે ઠેકાણે સ્થિતિ કહી તેથી આ વિશેષ અલંકારનું ઉદાહરણછે. આ ઉદાહરણમાં કમળ શબ્દથી નાયિકાનું મુખ, શ્યામ કમળ શબ્દથી નેત્ર અને કનક લતા શબ્દથી તેની અંગલઠ શમજવી.

કોઈ ઠેકાણે પ્રસિદ્ધ આધાર રહિતની પણ પ્રસિદ્ધ આધાર વિનાજ પ્રલય પર્યંત સ્થિતિનું વર્ણન દેખાયછે તેનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

दिवमप्युपयातानामाकल्प
मनल्पगुणगणायेषाम् ॥

**रमयंतिजगंतिगिर :**

**कथमिवकवयोनतेवंद्याः॥**

સ્વર્ગપ્રત્યે ગયેલા એવાપણ જે કવિઓની ઘણા ગુણવાળી કવિતારૂપ વાણી પ્રલય કાળ પર્યંત જગતને આનંદ ઉત્પન્ન કરેછે; તે કવિ કેમ વંદન કરવા લાયક ન હોય ?

આ શ્લોકમાં કવિનો અભાવ છતાં પણ તેની વાણીની બીજો આધાર દેખાડયા વિનાજ પ્રલય પર્યંત સ્થિતિ વર્ણવેલીછે; તેથી આ વિશેષ અલંકારનું ઉદાહરણછે.

**विशेषःसोपियद्येकंवस्त्वनेकत्रवर्ण्यते ॥**

**अंतर्बहिःपुरःपश्चात्सर्वदिक्ष्वपिसैवमे ॥**

જયાં એક વસ્તુ અનેક ઠેકાણે વર્ણવાય તેપણ વિશેષ અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ વિરહી નાયક કહેછે જે, ઘરમાં, બહારે, આગળ, પાછળ, અને સર્વ દિશાઓમાં પણ તેજ નાયિકા

મારી નજરે આવેછે.

આ શ્લોકમાં એક નાયિકાને અનેક ઠેકાણે વર્ણવવાથી આ વિશેષ અલંકાર થયો.

हृदयान्नापयातोसिदिक्षुसर्वासुदृश्यते ॥
वत्सरामगतोसीतिसंतापेनानुमीयसे

આ રામચંદ્રના વિરહથી દશરથની ઉક્તિ છેકે, હે પુત્રરામ! તમે મારા હૃદયથકી બહાર નથી ગયા, તેમ સર્વ દિશાઓમાં નજરે આવોછો. કેવળ સંતાપથી અનુમાન થાયછેકે રામ વનવાસ પધાર્યાછે.

આ શ્લોક પણ વિશેષ અલંકારના ઉદાહરણનોછે.

किंचिदारंभतोशक्यवस्त्वंतरकृतिश्चसः ॥
त्वांपश्यतामयालब्धंकल्पवृक्षनिरीक्षणं ॥

કોઈ કામના આરંભથી પોતાવતી ન બની શકે એવું બીજું કામ કરવું તેપણ વિશેષ

અલંકાર કહેવાયછે. જેમકે રાજા પ્રત્યે કોઈ માગ
ણની ઉક્તિછેજે હે રાજા! મેં તમને જોવાથી
કલ્પવૃક્ષ જોયું.

આ શ્લોકમાં રાજાનાં દર્શનના આરંભથી
કલ્પવૃક્ષનાં દર્શનરૂપ અશક્ય બીજી વસ્તુનું દર્શન
વર્ણવ્યું; તેથી આ વિશેષ અલંકારનું ઉદાહરણછે.

स्फुरदद्भुतरूपमुत्प्रतापज्वलनंत्वां
सृजतानवद्यविद्यं॥विधिनाससृजेनवोमनोभू
र्भुविसत्यंसविताबृहस्पतिश्च ॥

હે રાજા! અદ્ભુતરૂપવાળા, મોટા પ્રતાપ
વાળા, અને નિર્મળ વિદ્યાવાળા તુંને પેદા કરનાર,
બ્રહ્માએ પૃથ્વી ઉપર ખરેખર નવો કામદેવ,
નવો સૂર્ય અને નવો બૃહસ્પતિ પેદા કરેલો છે.

આ શ્લોકમાં રાજાની સૃષ્ટિના આરંભથી
કામદેવ આદિકની સૃષ્ટિરૂપ અશક્ય બીજી વસ્તુ

ની કૃતિ વર્ણવેલીછે; તેથી આ વિશેષ અલંકા
રનું ઉદાહરણછે.

## ૪૯ व्याघात अलंकार.

स्याद्व्याघातोन्यथाकारितथाकारिक्रियेतचेत् ॥
यैर्जगत्प्रीयतेहंतितैरेवकुसुमायुधः॥

લોકમાં જે જેનું સાધન હોય તેને તેથી
વિરૂદ્ધ કાર્યનું સાધન કરીને જો કોઈ પુરૂષ
વાપરેતો તે વ્યાઘાત અલંકાર કહેવાયછે. જેમકે
જેથી જગત પ્રસન્ન થાયછે તેજ પુષ્પથી કુસુમા
યુધ (કામદેવ) જગતને હણેછે.

આ શ્લોકમાં જે પુષ્પ આનંદનાં સાધ
નછે તેનેજ કામદેવે હણ્યાનાં સાધન બનાવ્યાં.
તેથી આ વ્યાઘાત અલંકાર થયો.

અથવા કોઈ પુરૂષે જે કાર્યનું સાધન જા-
ણીને જે વસ્તુ ગ્રહણ કરેલી હોય તે વસ્તુ
બાજે પુરૂષે તેથી વિરૂદ્ધ કાર્યનું સાધન કરયા

તેપણ વ્યાઘાત અલંકાર કહેવાયછે.

**दृशादग्धंमनसिजंजीवयंतिदृशैवयाः॥**
**विरूपाक्षस्यजयिनीस्तास्तुवेवामलोचनाः॥**

મહાદેવે દૃષ્ટિથી બાળેલા કામદેવને જે દૃષ્ટિ થીજ જીવાડેછે તે મહાદેવને જીતનારી સુંદર દૃષ્ટિ વાળી સ્ત્રીઓની હું સ્તુતિ કરૂંછું.

મહાદેવે જેને કામદેવને બાળવા વખતે સાધન કર્યું તેનેજ સ્ત્રીઓએ કામદેવને જીવાડ વાનું સાધન કર્યું. તેથી આ વ્યાઘાત અલંકારનું ઉદાહરણ થયું. કાર્ય વિશેષને ઉત્પન્ન કરનાર પણાંએ કરીને કોઈ પુરૂષે વિચારેલો અર્થ બીજા પુરૂષે તે કાર્યનાં વિરોધીપણાંએ કરીને ગ્રહણ કરાય તેપણ વ્યાઘાત અલંકાર કહેવાયછે. જેમકે,--

દિગ્વિજય કરનારરાજા પ્રત્યે યુવરાજની ઉક્તિછે જે, હે રાજા! મને પોતાનો બાળ જાણીને યુવરાજના કામમાં નિમવા મેહેરબાની

કરતા હોતો તેજ કારણથી હું ભેળો લઈ જવા લાયકછું.

આ શ્લોકમાં રાજાએ પોતાના પુત્રને ઘેર રાખવાનું જે બાળપણું કારણરૂપે વિચાર્યું તેનેજ યુવરાજે પોતાને ભેળો લઈ જવાનું કારણ ઠરાવ્યું તેથી આ વ્યાઘાત અલંકારનું ઉદાહરણછે.

**लुब्धोनाविसृजत्यर्थंनरोदारिद्र्यशंकया ॥**

**दातापिविसृजत्यर्थंतथैवननुशंकया ॥**

લોભી પુરૂષ દરિદ્રતા આવવાની શંકાથી કોઈને ધન આપતો નથી અને દાતાપણ તેજ શંકાથી સર્વને ધન આપેછે.

આ શ્લોકમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં કોઈ બે પુરૂષનાં પક્ષ અને પ્રતિપક્ષ રૂપ બે વચનછે. તેમાં ધન ન દેવાનું કારણ તેજ ધનદેવાનું કારણ બતાવેલુ છે; તેથી આ વ્યાઘાત અલંકારનું ઉદાહરણછે.

# ૪૬ कारणमाला अलंकार.

गुंफःकारणमालास्याद्यथाप्राक्प्रांतकारणैः॥
नयेनश्रीःश्रियात्यागस्त्यागेनविपुलंयशः॥

ઉત્તરોત્તરનાં કારણરૂપ પૂર્વ પૂર્વ વસ્તુ અને પૂર્વ પૂર્વનાં કારણરૂપ ઉત્તર ઉત્તર વસ્તુથી ગુંથાયલો શ્લોક કારણ માલા અલંકાર કહેવાય છે. આ બે પ્રકારના ગુંફમાં ઉત્તરોત્તરનાં કારણ ભૂત પૂર્વ પૂર્વ વસ્તુનો ગુંફ (ગુંથણી) આ પ્રમાણે છે. જેમકે, નીતિથી લક્ષ્મી, લક્ષ્મીથી દાન અને દાનથી ઘણોયશ પ્રાપ્ત થાયછે.

આ ઉદાહરણમાં ઉત્તરોત્તર વસ્તુનું પૂર્વ પૂર્વ વસ્તુ કારણરૂપે વર્ણવેલછે તેથી આ પેહેલી કારણમાલા અલંકારનું ઉદાહરણછે.

भवंतिनरकाःपापात्पापंदारिद्र्यसंभवम् ॥
दारिद्र्यमप्रदानेनतस्माद्दानपरोभवेत् ॥

નરકની પ્રાપ્તિ પાપથી થાયછે, પાપ દરિ

દ્રતાથી પ્રકટેછે અને દારિદ્ર દાન ન કરવાથી આ વેછે. માટે માણસોએ પોતાની શક્તિ પ્રમાણે હમેશ દાન કરવું.

આ શ્લોકમાં પૂર્વ પૂર્વનાં ઉત્તર ઉત્તર વસ્તુ કારણ રૂપે વાર્ણવેલછે તેથી આ બીજો કારણમાલા અલંકારનું ઉદાહરણ થયું.

## ૪૭ एकावलि अलंकार.

गृहीतमुक्तरीत्यार्थश्रेणिरेकावलिर्मता ॥
नेत्रेकर्णांतविश्रांतेकर्णौदोस्तंभदोलिनौ ॥
दोस्तंभौजानुपर्यंतप्रलंबनमनोहरौ ॥
जानुनीरत्नमुकुराकारेतस्याहिभूभुजः॥

ઉત્તર ઉત્તરનાં પૂર્વ પૂર્વ વિશેષણ અને પૂર્વ પૂર્વનાં ઉત્તર ઉત્તર વિશેષણ રૂપ ગ્રહીત મુક્ત રીતિથી પદાર્થની પંક્તિ રચાવી તે તે એકાવલિ અલંકાર કહેવાયછે તેમ પ્રથમ ઉત્તર ઉત્તર ના પૂર્વ પૂર્વ પ્રત્યે વિશેષણ ભાવ વાળું ઉદાહ

રણ જેમકે, આ રાજાનાં નેત્ર કર્ણનો આશ્રય કરનારાંછે એટલે કાન સૂધી લાંબાંછે, કાનખભાને સ્પર્શ કરનારાછે, હાથ ગોઠવણ પર્યંત લંબાઈથી મનોહરછે, અને ગોઠણ રત્નના અરીસા જેવા શોભેછે.

આ શ્લોકમાં ઉત્તર ઉત્તર પદાર્થ પૂર્વ પૂર્વના વિશેષણ હોવાથી એકાવલિ અલંકારના પેહેલા ભેદનું ઉદાહરણ થયું.

**दिक्कालात्मसमैवयस्यविभुतायस्तत्रविद्योतते ॥**
**यत्रामुष्यसुधीभवंतिकिरणा**
**राशेःसयासामभूत् ॥**
**यस्तात्पित्तमुषःसुयोस्यहविषेयस्तस्यजीवातवे**
**वोढायद्गुणमेषमन्मथरिपोस्ताःपांतुनोमूर्त्तयः॥**

જેની દિશા, કાળઅને આત્માજેવી મોહોટાઇછે તે આકાશરૂપ મૂર્ત્તિ, આકાશમાં જે પ્રકાશ કરેછે તે સૂર્યરૂપ મૂર્ત્તિ, જેમાં સૂર્યનાં કિરણો

અમૃતરૂપે પરિણામ પામેછે તે ચંદ્રરૂપ મૂર્ત્તિ, જેના સમૂહરૂપ સમુદ્રથી આ ચંદ્ર ઉત્પન્ન થાયછે તે જળરૂપ મૂર્તિ, જે જળનાં પિત્તરૂપછે તે અગ્નિરૂપ મૂર્ત્તિ, જે અગ્નિમાં પ્રાત: કાળે ઘૃતાદિક હવ્ય પદાર્થોનો હોમ કરેછે તે યજમાનરૂપ મૂર્ત્તિ, જે યજમાનને જીવાડેછે તે વાયુરૂપ મૂર્ત્તિ અને વાયુ જેના ગંધરૂપ ગુણને વહન કરેછે તે પૃથ્વીરૂપ મૂર્ત્તિ આ પ્રમાણે કામદેવના શત્રુ મહાદેવની આઠ પ્રકારની મૂર્ત્તિઓ અમારી રક્ષા કરો.

## ४८ मालादीपक अलंकार.

दीपकैकावलीयोगान्मालादीपकमिष्यते ॥
स्मरेणहृदयेतस्यास्तेनत्वायिकृतास्थितिः॥

દીપક અને એકાવલીના યોગથી માલાદીપક નામનો અલંકાર થાયછે. જેમકે, નાયિકાની દુતી નાયક પાસે આવીને કહેછેજે, કામદેવે તે નાયિકાના હૃદયમાં અને તેનાં હૃદયે તારામાં સ્થિતિ

કરીછે.

આ. શ્લોકમાં સ્થિતિ એવું પદ બે ઠેકાણે અન્વય પામેછે, તેથી દીપક રૂપછે. તેમ ગૃહીત મુક્ત રીતિપણ દેખાયછે તેથી આ માલા દીપક અલંકારનું ઉદાહરણ થાયછે.

संग्रामांगणमागतेनभवताचापेसमारोपिते
देवाकर्णययेनयेनसहसायद्यत्समासादितम्॥
कोदंडेनशराःशरैररिशिरस्तेनापिभूमंडलं
तेनत्वंभवताचकीर्तिरतुला
कीर्त्याचलोकत्रयम् ॥

રાજાને કવિ કહેછેકે, હે રાજા! તેં સંગ્રામનાં આંગણામાં આવીને ધનુષ્ય ચડાવ્યું તે વખતે જેજે વસ્તુએ જેજે વસ્તુ ગ્રહણ કરી તે કહું તે સાંભળ તારાં ધનુષ્યે બાણ ગ્રહણ કર્યાં, બાણે શત્રુનાં મસ્તક ગ્રહણ કર્યાં, મસ્તકોએ પૃથ્વી મંડળને ગ્રહણ કર્યું, પૃથ્વીમંડળે તુંને

ગ્રહણ કર્યો, તેં કીર્તિને ગ્રહણ કરી અને કીર્તિ એ ત્રણ લોકને ગ્રહણ કર્યા.

આ ઉદાહરણમાં ગ્રહણ કરવારૂપ અર્થને કહેવાવાળું સમાસાદિત પદ લિંગ, વિભક્તિ અને વચનના વિપરિણામથી અન્વય પામે છે તેથી તે પદ દીપક રૂપછે. અને બાણ આદિકનો ઉત્તરોત્તર વિશેષણ ભાવછે તેથી એકાવલી થયો અને આ દીપક તથા એકાવલીના યોગથી આ માલાદીપક અલંકારનું ઉદાહરણ છે.

## ૪૯ सार अलंकार.

उत्तरोत्तरमुत्कर्षःसारइत्यभिधीयते ॥
मधुरंमधुतस्माच्चसुधातस्याःकवेर्वचः॥

પૂર્વ પૂર્વ કરતાં ઉત્તર ઉતર વસ્તુનો ઉત્કર્ષ વર્ણવવો તે સાર નામનો અલંકાર થાયછે જેમકે, મધ મીઠું છે, મધ કરતાં અમૃત અને અમૃત કરતાં કવિનાં વચન અતિ મીઠાંછે.

આ ઉદાહરણમાં પૂર્વ પૂર્વ કરતાં ઉત્તર

ઉત્તર વસ્તુમાં ઉત્કર્ષ કહ્યો તેથી તે સાર અલ
કાર થયો.

अंतार्वेष्णोस्त्रिलोकीनिवसतिफणिना
मीश्वरेसोपिशेते
सिंधोःसोप्येकदेशेतमपिचुलकयां
कुंभयोनिश्चकार ॥
धत्तेखद्योतलीलामयमपिनभसि
श्रीनृसिंहक्षितींद्र
त्वत्कीर्त्तेःकर्णनीलोत्पलमिदमपिच
प्रेक्षणीयांविभाति ॥

હે નૃસિંહ નામના રાજેંદ્ર! ત્રણલોક વિ
ષ્ણુના ઉદરમાં રહ્યાછે. તે વિષ્ણુ શેષનાગ ઉપર
સુવેછે, તે શેષનાગપણ સમુદ્રનાએક ખૂણામાં
રહેલછે, તે સમુદ્રને પણ અગસ્ત્ય ઋષિપાન કરી
ગયેલછે, તે અગસ્ત્ય આકાશમાં પતંગીઆની

શીલાને ધારણ કરેછે અને તે આકાશ તારી કીર્ત્તિના કાનઉપર રહેનારાં શ્યામ કમળની શો- ભાને ધારણ કરેછે.

આ શ્લોકમાં પણ પૂર્વ પુર્વ કરતાં ઉત્તર ઉત્તર પદાર્થનો ઉત્કર્ષ વર્ણવેલોછે તેથી આ સાર નામના અલંકારનું ઉદાહરણછે. આ ઉદાહરણ વખાણવા લાયક ઉત્કર્ષનું કહ્યું. હવે ન વખા ણવા લાયક ગુણના ઉત્કર્ષનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

तृणाल्लघुतरस्तूलस्तूलादपिचयाचकः॥
वायुनाकिंननीतोसौमामयंप्रार्थयेदिति ॥

તરણાંથી હલકું રૂનું પુમડુંછે અને તે કરતાં પણ જાચક હલકોછે. આ જાચક હું આ ગળ માગશેતો હું તેને શું આપીશ એવા ભય થીજ વાયુ તેને રૂનાં પુમડાંની પેઠે ગ્રહણ કરીને ઉડાડતો નથી.

આ શ્લોકમાં પુર્વ પુર્વ કરતાં ઉત્તર ઉત્ત

રમાં ન વખાણવા લાયક ગુણનો ઉત્કર્ષ વર્ણવે લોછે. તેથી અશ્લાઘ્ય ગુણોત્કર્ષથી બનેલા સાર અલંકારનું ઉદાહરણછે હવે ઉભય રૂપનું ઉદા હરણ નીચે પ્રમાણે,—

**गिरिर्महान्गिरेराब्धिर्महानब्धेर्नभोमहत् ॥**
**नभसोपिमहद्ब्रह्मततोप्याशागरीयसी ॥**

કોકરતાં પર્વત મોટોછે, પર્વતથી સમુદ્ર, સમુદ્રથી આકાશ, આકાશથી બ્રહ્મ અને બ્રહ્મ કરતાં પણ આશા મોટીછે.

આ શ્લોકમાં બ્રહ્મ પર્યંતશ્લાઘ્ય ગુણોત્કર્ષ વર્ણવેલો છે અને આશાનું વર્ણવેલું મહત્ત્વ અશ્લાઘ્ય હોવાથી આ ઉદાહરણમાં સાર અલ કારની ઉભયરૂપતા સિદ્ધ થાયછે.

## ૬૦ यथासंख्य अलंकार.

**यथासंख्यक्रमेणैवक्रमिकाणांसमन्वयः॥**
**शत्रुंमित्रंविपत्तिंचजयरंजयभंजय ॥**

ક્રમે કરી કહેલા પદાર્થોનો તેજ ક્રમથી ક્રિયા પદસાથે સંબંધ કરવો તે યથાસંખ્ય અલંકાર કહેવાયછે. જેમકે, હે રાજન્ ! શત્રુને, મિત્રને અને વિપત્તિને; જીત, પ્રસન્નકર તથા ભાંગ.

આ શ્લોકમાં પેહેલા પાદમાં ક્રમથી કહેલા શત્રુઆદિક ત્રણ પદાર્થનો બીજા પાદમાં કહેલાં જય આદિક ત્રણ ક્રિયાપદસાથે ક્રમથી સંબંધ હોવાથી આ યથાસંખ્ય નામના અલંકારનુ ઉદાહરણ થયું.

शरणंकिंप्रपन्नानिविषवन्मारयंतिवा ॥
नत्यज्येतंनभुज्यंतेकृपणेनधनानियत् ॥

કૃપણ જન કોઇને ધન આપતો નથી તે શું શરણાગતનો ત્યાગ નકરવો એવી સમજણથી હશે ! તેમ પોતે પણ પોતાનાં ધનને ભોગવતો નથી તેશું તેનું ધન ઝેરની પેઠે મૃત્યુ કરનારૂં હશે !

આ શ્લોકમાં પણ ક્રમથી ઉક્ત પદાર્થનો

સમન્વય આગળની પેઠે સમાનછે તેથી આ યથા સંખ્યનું ઉદાહરણછે. અને કેટલાએક આ ને અનુક્રમાલંકારનું ઉદાહરણછે એમ કહેછે.

## ૫૧ पर्याय अलंकार.

पर्यायोयदिपर्यायेणैकस्यानेकसंश्रयः ॥
पद्मंमुक्त्वागताचंद्रंकामिनीवदनोपमा ॥

ક્રમે કરીને એક પદાર્થના અનેક આશ્રય વર્ણવવા તે પર્યાય નામનો અલંકાર કહેવાયછે. જેમકે, દિવસમાં કમળનો આશ્રય કરીને રહે નારી સ્ત્રીના મુખની ઉપમા રાત્રિમાં ચંદ્રનો આશ્રય કરેછે.

આ શ્લોકમાં સ્ત્રીનાં મુખની ઉપમારૂપ એક પદાર્થના કમળ અને ચંદ્ર એવા બે આશ્રય વર્ણવેલછે. તેથી આ પર્યાય અલંકારનું ઉદાહરણછે. યદ્યપિ કમળને આશ્રયરૂપ કહેલું નથી તોપણ તેને મુકીને એમ કહેવાથી તે આશ્રય કરેછે. આવી તરેહના અર્થવાલા શ્લોકને કાવ્ય

પ્રકાશ કરે પણ પર્યાય અલંકારનું ઉદાહરણ કહેલછે તે નીચે પ્રમાણે,—

श्रोणीबंधस्त्यजातितनुतांसेव्यतेमध्यभागः
पद्भ्यांमुक्तास्तरलगतयःसंश्रितालोचनाभ्यां॥
धत्तेवक्षःकुचसचिवतामद्वितीयंतुवक्त्रं
त्वद्गात्राणांगुणविनिमयःकल्पितोयौवनेन॥

હે સુંદરિ ! હાલ તારા અવયવોનો ગુણ વિનિમય (અદલો બદલો) યૌવને કરેલોછે. કેમકે તારી બાલ્યાવસ્થાને વખતે પોતામાં રહેલી સુક્ષ્મ તાનો કટિપશ્ચાદ્ભાગે હાલત્યાગ કર્યો અને તે સુક્ષ્મતાને કટિ ભાગ ધારણ કરેછે, તેમજ તારા પગે ત્યાગ કરેલી ચંચળ ગતિને તારાંનેત્ર ધારણ કરેછે, તારાં વક્ષઃસ્થળે પોતામાં રહેલું અદ્વિતી ય (એકપણું) સ્તનની ઉત્પત્તિને લીધે છોડી આપ્યું તે અદ્વિતીય (અનુપમ પણું) ને તારૂં મુખ ધારણ કરેછે.

આ ઉદાહરણમાં પર્યાયોકિત અલંકારજ રહેલો છે, માટે ઉપલો શ્લોક પર્યાયોકત અલંકારનું ઉદાહરણછે એમ કહેવામાં હરકત નથી.

ઉપરનાં બે ઉદાહરણોમાં પુર્વ આશ્રય ગમ્યછે અને ઉત્તર આશ્રય શબ્દ સિદ્ધછે. એક પદાર્થનું અનેક આશ્રયપણું ગમ્યહતું. હવે કેવળ શબ્દથી પર્યાયોકિત અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

नन्वाश्रयस्थितिरियंतवकालकूट
केनोत्तरोत्तरविशिष्टपदोपदिष्टा॥
प्रागर्णवस्यहृदयेवृपलक्ष्मणाथ
कंठेधुनावसासिवाचिपुनःखलानां॥

હે કાલકુટ (ઝેર)! તને ઉત્તર ઉત્તર ઉત્કૃષ્ટ સ્થાનવાળી આશ્રય સ્થિતિ કોણે બતાવી! કે જેથી તું પ્રથમ સમુદ્રના હૃદયમાં રહ્યું, પછી મહાદેવના કંઠમાં અને હમણાં ખળ પુરૂષની વાણીમાં રહેલુંછે.

આ ઉદાહરણમાં કાલકુટના સમુદ્રાદિક સર્વ આશ્રય શબ્દથીજ કહેલાછે. કોઈ આશ્રય ઉપરથી લેવો પડતો નથી એટલો ભેદછે. હવે આધારનો ઉત્તરોત્તર સંકોચ વર્ણવેલોછે એવુ પર્યાયોક્તિ અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે;-

प्रायश्चरित्वा वसुधामशेषां
छायासु विश्रम्य ततस्तरूणाम्॥
प्रौढिंगते संप्रति तिग्मभानौ
शैत्यं शनैरंतरपामयासीत्॥

હેમંત ઋતુમાં આખી પૃથ્વી ઉપર વાસ કરનારી શીતળતા (ટાઢ) વસંત ઋતુમાં વૃક્ષની છાયાનો આશ્રય કરી હાલગ્રીષ્મઋતુમાં સૂર્યપ્રચંડતાને પ્રાપ્ત થવાથી તે શીતળતા જળાશય ની અંદર પેસી ગયેલછે.

આ ઉદાહરણમાં એક શીતળતાના પૃથ્વી

આદિક અનેક આશ્રયો વર્ણવેલાછે, તેથી આ પર્યાયોકિત અલંકારનુ ઉદાહરણછે. પણ પૂર્વપૂર્વ આશ્રય કરતાં ઉત્તર ઉત્તર આશ્રય નાનો હોવાથી આશ્રયનો સંકોચ વર્ણવેલો છે. એટલો ઉપલા ઉદાહરણથી ભેદછે.

હવે વિકાશ પર્યાયનું ઉદાહરણ નીચે સમાણછે જેમાં પૂર્વપૂર્વ કરતા ઉત્તરઉત્તર આશ્રય મોટો વર્ણવેલોછે.

बिंबोष्ठएवरागस्तेतान्विपूर्वमदृश्यत॥

अधुनाहृदयेप्येषमृगशावाक्षिदृश्यते॥

સૂક્ષ્મ અંગવાળી હે સુંદરિ! પેહેલાં જે રાગ (રાતોરંગ) તારા ઘોલાં જેવા હોઠમાં હતો તે રાગ (પ્રીતિ) હે મૃગનાં બચ્ચાંના નેત્રજેવાં ચંચળ નેત્રવાળી! તારા હૃદયમાં દેખાયછે.

एकस्मिन्यद्यनेकंवापर्यायःसोपिसंमतः॥

अशुनापुलिनंतत्रयत्रस्रोतःपुराजानि॥

જ્યાં એક આધારમાં અનેક વસ્તુ વર્ણવાય તેપણ પર્યાયોક્તિ અલંકારનો ભેદછે. જેમકે, આગળ જ્યાં પાણીનો પ્રવાહ હતો ત્યાં હાલ કાંઠો દેખાયછે.

આ ઉદાહરણમાં પ્રવાહના આધારમાં કાંઠાનું આધેયપણું હોવાથી બીજા પર્યાયોક્તિ અલંકારનું ઉદાહરણછે.

पुरास्माकंप्रथममविभिन्नातनुरियं
ततोनुत्वंप्रेयानवयमपिहताशाःप्रियतमाः॥
इदानींनाथस्त्वंवयमपिकलत्रांकिमपरं
हतानांप्राणानांकुलिशकठिनानांफलमिदम्॥

નાયિકા નાયકને કહેછેકે, હેનાથ ? પ્રથમ તમે અને અમે એકરૂપ હતાં. તે પછી તમારામાં પ્રિયતમ અને અમારામાં પ્રિયતમા એવો

વ્યવહાર ઉત્પન્ન થયો. અને તે પછી હમણાં તમે અમારા નાથ અને અમે તમારી સ્ત્રી એવો વ્યવહાર જે ઉત્પન્ન થયો તે માર પડ વાથી પણ વજ્ર જેવી કઠિનતાને લીધે ન નાશ પામેલ અમારાં માણનું ફળછે.

આ ઉદાહરણમાં પ્રથમ સ્ત્રી પુરૂષની એક ના હતી એમ કહ્યું તેપછી પ્રિયતમ અને પ્રિયતમા એવો વ્યવહાર બતાવ્યો અને તે પછી પતિ અને ભાર્યાપણું વર્ણવ્યું. તેથી આ આર્થેય પર્યાયનું ઉદાહરણછે.

## ૯૨ परिवृत्तिअलंकार.

परिवृत्तिर्विनिमयोन्यूनाभ्यधिकयोर्मिथः

जग्राहैकंशरंमुक्त्वाकटाक्षात्सारिपुश्रियं॥

થોડો પદાર્થ આપીને ઘણો પદાર્થ ગ્રહણ કરવા રૂપ બાબત જ્યાં વર્ણવેલી હોય ત્યાં

પરિવૃત્તિ અલંકાર થાયછે. જેમકે, તે રાજાએ કટાક્ષ પુર્વક એક બાણ મુકીને શત્રુની સમગ્ર લક્ષ્મીને ગ્રહણ કરી.

આ ઉદાહરણમાં બાણરૂપી ન્યૂન પદાર્થને બદલે શત્રુની સમૃદ્ધિરૂપ અધિક પદાર્થનું ગ્રહણ વર્ણવેલુંછે. તેથી આ પરિવૃત્તિ અલંકાર થયો.

तस्यचप्रवयसोजटायुषःस्वर्गिणः

किंमिवशोच्यतेधुना ॥

येनजर्जरकलेवरव्ययाक्रीतामिंदु

किरणोज्वलंयशः ॥

જટાયુ નામનો ગૃધ્રરાજ મરણ પામ્યો ત્યારે તેના શોક કરનાર પ્રતિ કોઈનું કહેવુંછે કે, અતિવૃદ્ધ અવસ્થામાં મરણપામી સ્વર્ગમાં જનાર જટાયુનો હાલ શું શોક કરેછે ? કેમકે જેણે

વૃદ્ધ શરીરના વ્યયથી ચંદ્રના કિરણજેવું ઉજ્વળ યશ મેળવેલું છે.

આ ઉદાહરણમાં વૃદ્ધ શરીરને બદલે ઉજ્વળ યશનું સંપાદન વર્ણવેલછે. એટલે આ પણ પરિવૃત્તિ અલંકાર થયો.

## ૯૩ परिसंख्या अलंकार

परिसंख्यानिषिध्यैकमेकस्मिन्वस्तुयंत्रणं ॥
स्नेहक्षयप्रदीपेषु नस्वांतेषु नतभ्रुवाम् ॥

એક વસ્તુમાં નિષેધ કરી બીજામાં તેનું સ્થાપન કરવું તે પરિસંખ્યા અલંકાર કહેવાયછે. જેમકે આખી રાત્રિ પતિ સાથે રમણમાં કાઢતાં છતાં પણ પ્રાતઃ કાળે દીવામાંથી સ્નેહ (તેલ) ઓછો થયો પણ નાયિકાઓનાં અંતઃ કરણમાંથી સ્નેહ (પ્રેમ) ઓછો ન થયો.

આ ઉદાહરણમાં દીપપાત્રમાં સ્નેહનો નિષેધ કરીને તેનું કામિનિના હૃદયસ્થળમાં સ્થિતિનું

વર્ણન કર્યું. તેથી આ પરિસંખ્યા અલંકારનું ઉદા હરણછે.

खिलं यस्यां श्रुतिवर्त्मयस्यां
लीलावतीनां नयनोत्पलानि ॥
बिभर्ति यस्यामपि वक्रिमाणं
महाकालजटार्धचंद्रः ॥

આ ઉજ્જયિની પુરીના વર્ણનનો શ્લોકછે. કે, ઉજ્જયેની પુરીમાં શ્રુતિ વર્ત્મ (વેદનો માર્ગ અને કાનનો નજીક ભાગ) ને સ્ત્રીઓનાં નેત્ર કમળ ઉલ્લંઘન કરેછે પણ કોઇ મનુષ્ય ઉલ્લંઘન કરતા નથી. તેમજ તેમા વક્રતાને મહાકાલ નામના મહાદેવની જટામાં રહેનારો ચંદ્ર ધારણ કરેછે. પણ કોઈ મનુષ્ય વક્રતાને ધારણ કરતા નથી.

આ ઉદાહરણ પણ ઉપરની પેઠે પરિસંખ્યા અલંકારનુંછે. કેમકે શ્રુતિવર્ત્મનું ઉલ્લંઘન અને

વક્રતાનો ત્યાં રહેનારા મનુષ્યમાં નિષેધ કરીને ક્રમથી સ્ત્રીના નેત્રમાં અને મહાદેવના જટાજૂટના ચંદ્રમાં વર્ણન કરેલુંછે. ઉપલાં ઉદાહરણમાં નિષેધ વર્ણવેલો છે. અને આ બીજા ઉદાહરણમાં નિષેધ અર્થથી સિદ્ધ થાયછે. એટલો ભેદછે.

## ૯૪ विकल्प अलंकार.

विरोधेतुल्यबलयोर्विकल्पालंकृतिर्मता॥
सद्यःशिरांसिचापान्वानमयंतुमहीभुजः॥

બે ભેળાં કામ ન થઇ શકતાં હોય ત્યાં એક કામ કરવાનું કહેવું તે વિકલ્પ અલંકાર કહેવાયછે. જેમકે, કોઇ રાજા તરફથી આવેલો દૂત જે રાજાઓ પાસે પોતે આવેલોછે તેઓને કહે છેકે, હે રાજાઓ ! જલદી ધનુષ્ય નમાવો ( યુદ્ધ કરો ) અથવા મસ્તક નમાવો સિવાય બીજો ઉપાય નથી.

આ ઉદાહરણમાં ધનુષ્ય અને મસ્તકનાં નમનનો વિકલ્પ બતાવેલોછે તેથી આ વિકલ્પ અલંકારનું ઉદાહરણછે.

पतत्याविरतंवारिनृत्यंतिचकलापिनः ॥
अद्यकांतःकृतांतोवादुःखस्यांतंकरिष्यति ॥

વિરહિણી નાયિકા મનમાં વિચાર કરેછેકે, આ વર્ષા ઋતુમાં જળની વૃષ્ટિ થાયછે અને મયૂર નૃત્ય કરેછે. આ કામના ઉદ્દીપન વિભાવને દેખીને મારૂં મન ગભરાયછે. માટે આ વખત મારો પતિ અથવા યમરાજા દુઃખનો નાશ કરશે.

આ ઉદાહરણમાં પતિનાં આ ગમનની ઇચ્છા અને મરણની ઇચ્છાનો વિકલ્પ હોવાથી વિકલ્પ અલંકાર થાયછે.

## ૯૯ समुच्चय अलंकार.

बहूनांयुगपद्भावभाजांगुंफःसमुच्चयः ॥

नश्यंतिपश्चात्पश्यंतित्रस्यंतिचभवाद्विषः॥

युगपद्भाव ( એક કાળાવચ્છિન્ન પણું ) ને ભજનાર બહુ પદાર્થોનાં વર્ણનને સમુચ્ચય અલંકાર કહેછે. જેમકે, કવિની રાજા પ્રત્યે ઉક્તિછે જે, હે રાજા! તારા શત્રુ ભાગતા જાયછે, પાછુ વાળી જોતા જાયછે અને ત્રાસ પામતા જાયછે.

આ ઉદાહરણમાં નાસ, ત્રાસ અને પાછુ વાળીને દર્શનનો યુગપદ્ભાવ વર્ણવેલોછે તેથી આ સમુચ્ચય અલંકારનું ઉદાહરણછે.

बिभ्राणाहृदयेत्वयाविनिहितंप्रेमाभिधानंनवं
शल्यंयाद्विदधातिसाविधुरिता
साधोतदाकर्ण्यताम् ॥
शेतेशुष्यतिताम्यतिप्रलपतिप्रम्लायतिप्रेंखति
भ्राम्यत्युल्लुठतिप्रणश्यतिगल
त्युन्मूर्छतित्रुट्यति ॥

આ નાયક પ્રત્યે નાયિકાની દૂતીની ઉક્તિ છેજે, હે ઉત્તમ નાયક! તમે નાખેલા પ્રેમ નામનું નવું શલ્ય હૃદયમાં ધારણ કરતી તમારા વિરહવાળી તે નાયિકા જે ચેષ્ટા કરેછે તે કહું તે સાંભળો. કોઈ વખતે સુકાઇ જાયછે, કોઈ વખતે ગ્લાનિ પામેછે, વખતે બકેછે, વખતે ઝાંખી પડે છે, વખતે તરફડેછે, વખતે ઘેલાંની પેઠ ભમેછે, વખતે ઉલ્લાસને પામેછે, વખતે મુવાજેવી થઈ જાયછે, વખતે ગલિતભાવને પામેછે, વખતે મૂર્છાને પામેછે અને કોઇવખતે ઢગલો થઈ પડેછે.

આ ઉદાહરણમાં કહેલી સર્વક્રિયા કાળભેદથી ઉત્પન્ન થયેલીછે. તોપણ કમળની હજાર પાંખડીની પેઠ યુગપદ્રૂપે વર્ણવેલીછે. તેથી આ પણ સમુચ્ચય અલંકારનું ઉદાહરણછે.

अहंप्राथमिकाभाजामेककार्यान्वयोपिसः॥
कुलंरूपंवयोविद्याधनंचमदयंत्यमुं ॥

જે ઠેકાણે એક કાર્યને સાધનારો પદાર્થ પ્રકરણમાં લીધેલો હોય ત્યાં બીજા પદાર્થો પણ ખબાંમાં હોલાની પેઠે તે કાર્યને સાધનાર આવિ મળે તે પણ સમુચ્ચય અલંકાર કહેવાયછે. જેમકે, કોઇપુરૂષ બીજા પુરૂષને મદોન્મત્ત જોઇ પોતાના મનમાં વિચાર કરેછેજે, આ પુરૂષને કુળ, રૂપ, વય, વિદ્યા અને ધન મદવાળો કરેછે.

આ ઉદાહરણમાં મદોત્પત્તિરૂપ એક કાર્યનુ કુળ આદિ એક કારણ વિવક્ષિત છતાં બીજાંપણ તેમાં કારણ રૂપે મળી આવેછે. તેથી લક્ષણમાં કહ્યા પ્રમાણે આ સમુચ્ચય અલંકારનું ઉદાહરણછે.

मदानंमग्च्छभंगृहमुपगतेसंभ्रमविधि
निरुत्सेकोलक्ष्म्यामनभिभवगंधाःपरकथाः॥
मियंकृत्वामौनंसदसिकथनंचाप्युपकृते:
श्रुतेत्यंतासक्तिःपुरुषमाभिजातुंकथयाति॥

છાનુ દાન દેવું, પોતાને ઘેર પધારેલ પુરૂષને આવો પધારો એમ કહેવું સમૃદ્ધિ છતાં અભિમાન શૂન્ય પણું, નિંદા રહિત પારકીવાત કરવી, કોઇનું સારૂં કરી કોઇપાસે વાત ન કરવી. કોઇનો ઉપકાર કર્યો હોય તે સભામાં જાહેર કરવો અને શાસ્ત્રમાં અત્યંત આસકિત આ સર્વ ગુણો કુલીન પુરૂષની કુલીનતાને બતાવેછે.

આ શ્લોકમાં પણ કુલીનતાનાં કથનરૂપ એક કાર્યનાં અનેક કારણો વર્ણવવાથી આ પણ સમુચ્ચય અલંકારનું ઉદાહરણછે.

## ૯૬ कारकदीपकं अलंकार.

क्रमिकैकगतानांतुगुंफ:कारकदीपकं ॥
गच्छत्यागच्छतिपुन:पांथपश्यतिपृच्छति॥

એક કારકમાં રહેલી ક્રમથી થનારી અનેક ક્રિયાનું વર્ણન તે કારક દીપક અલંકાર કહે

વાયછે. જેમકે, ભૂલો પડેલો કોઇ વટેમાર્ગુ ચાલે છે, વળી પાછો વળેછે, સથવારાની વાટ જુવે છે અને પોતાના ઇષ્ટ માર્ગને પૂછેછે.

આ ઉદાહરણમાં વટેમાર્ગુ રૂપ એક કારક માં ચાલેછે આદિક અનેક ક્રિયા વર્ણવેલીછે. તેથી આકારક દીપક અલંકારનું ઉદાહરણછે.

निद्राति स्नाति भुंक्ते चलति कचभरं
शोषयत्यंतरास्ते
दीव्यत्यक्षैर्नचायं गदितुमवसरो
भूय आयाहि याहि॥
इत्युद्दंडैः प्रभूणामसकृदधिकृतैर्वारि
तान्द्वारि दीना
नस्मान्पश्याब्धिकन्ये सरसिरुहरुचा
मंतरंगैरपांगैः॥

કવિલોકો લક્ષ્મીની પ્રાર્થના કરેછેકે, હે

લક્ષ્મી ! જ્યારે અમે ધનની ઇચ્છાથી રાજાની મુલાકાત કરવા જઈએછીએ ત્યારે તેના દ્વાર પાળો અમને કહેછેકે હમણા રાજા સુતાછે, નહાયછે, જમેછે, ફરેછે નાહીને મોવાળા સુક વેછે, જનાનામાંછે, પાસે રમેછે, આ બોલવાનો વખતનથી, હમણાં જાઓ અથવા પછી આવજો આ પ્રમાણે વારંવાર પાછા વાળેલા તથાપિ ભુંડું મોઢું કરી રાજ્ય મંદિરને બારણે ઉભારહેનાર દુઃખીયા અમ લોકોને કમળ સરખાં કૃપા કટાક્ષ થી લક્ષમાં લે. કે જેથી અમારે તેવા પાસે હુડ હુડ થવું નપડે.

આ ઉદાહરણમાં રાજારૂપ એક કારકમાં રહેલી સુતા છે આદિક અનેક ક્રિયાનુ ક્રમથી વર્ણન કરેલુ છે. તેથી આ પણ કારક દીપક અલંકારનું ઉદાહરણછે.

## ૯૭ समाधि अलंकार.

समाधिःकार्यसौकर्यकारणांतरसंनिधेः॥

उत्कंठिताचतरुणीजगामास्तंचभानुमान्॥

બીજાં કારણનાં સન્નિધાનથી સહેજમાં કાર્ય સિદ્ધ થાય તે સમાધિ અલંકાર કહેવાયછે. જેમકે, જુવાન અવસ્થાવાળી સ્ત્રી નાયકને મળવા જ્યારે ઉત્કંઠિત થઈ ત્યારેજ સૂર્ય અસ્ત પામ્યો.

આ ઉદાહરણમાં નાયકને મળવારૂપ કાર્યનું ઉત્કંઠારૂપ કારણ છતાં સૂર્યના અસ્તરૂપ બીજું કારણ નજીક આવવાથી સહેજ તે કામ બન્યું. તેથી આ સમાધિ અલંકારનું ઉદાહરણછે.

मानमस्यानिराकर्तुंपादयोर्मेपतिष्यतः॥
उपकारायदिष्ट्यैतदुदीर्णंघनगर्जितं॥

માનવતી નાયિકાનું માન વિમોચન કરવા વખતે નાયક મનમાં વિચાર કરેછેકે, આ નાયિકાનું માન મુકાવવા જ્યાં મેં તેનાં પગમાં પડવાનો વિચાર કર્યો ત્યાં નાયિકાના અંગમાં કામદેવને ઉત્પન્ન કરનાર મેઘની ગર્જના થઈ તે બહુ સારૂંથયું.

આ ઉદાહરણમાં માન મૂકાવવાના કારણ રૂપ પગમાં પડવું ધારેલ છતાં મેઘની ગર્જના રૂપ બીજાં કારણનાં સન્નિધાનથી તે કામ સેહેજ બની આવ્યું. તેથી આ સમાધિ અલંકાર થાયછે.

## ૫૮ प्रत्यनीक अलंकार.

प्रत्यनीकंबलवतःशत्रोःपक्षेपराक्रमः॥
जैत्रनेत्रानुगौकर्णावुत्पलाभ्यामधःकृतौ॥

બળવાન શત્રુના પક્ષપાતી ઉપર જે પરાક્રમ કરવું તે પ્રત્યનીક અલંકાર કહેવાયછે. જેમકે, પોતાને જીતનાર નેત્રને અનુસરનારાં કર્ણ કમળે અધઃકૃતૌ એટલે તિરસ્કાર કરાણા. અને કમળની કર્ણઉપર સ્થિતિ હોવાથી હેઠા કરાણા. આ વાસ્તવ અર્થછે.

આ શ્લોકમાં કમળને જીતનાર નેત્રને અનુસરનારા કર્ણનો કમળ તરફથી તિરસ્કાર શ્લેષથી જણાવેલોછે. એટલે આ પ્રત્યનીક અલંકારનું ઊદાહરણછે.

ममरूपकीर्त्तिमहर
द्भुवियस्तदनुप्रविष्टहृदयेयमिति॥
त्वयिमत्सराद्विनिरस्तदयः
सुतरांक्षिणोतिखलुतांमदनः॥

નાયકાની સખી નાયકને કહેછેકે, જેનાયક સઘાતે આ સ્નેહ રાખેછે તે નાયક પૃથ્વીમાં મારાસુંદર રૂપની કીર્ત્તિને હરનારોછે એમજાણી કામદેવ તમઉપર મત્સરને લીધે નિર્દય થઈને તમસંઘાતે સ્નેહ રાખનારી નાયકાને દુઃખથી અત્યંત દુર્બળ કરેછે એમ હું માનુંછું.

આ શ્લોકમાં પણ કામદેવ પોતાના દુશ્મન નાયકના પક્ષમાં રહેનારી નાયિકાને પીડેછે એમ કહેલુંછે તેથી ઉત્પ્રેક્ષા કરતાં પ્રત્યનીક અલંકાર અધિક ચમત્કાર ઉપજાવનારોછે. તેથી આ પણ પ્રત્યનીક અલંકારનું ઉદાહરણછે. મમ્મટે

પણ ઉત્પ્રેક્ષા અલંકારવાળું પ્રત્યનીક અલંકારનું ઉદાહરણ આપેલું તે નીચે પ્રમાણે,—

त्वंविनिर्जितमनोभवरूपः
साचसुंदरभवत्यनुरक्ता॥
पंचभिर्युगपदेवशरैस्तां
तापयत्यनुशयादिवकामः॥

નાયકાની સખીની નાયક પ્રત્યે ઉક્તિછેકે, હે સુંદર નાયક! તું તારા રૂપથી કામદેવને જીતનારોછે અને આ નાયિકા તારા વિષે આસક્તિ રાખેછે એમજાણી કામદેવ ઉપજેલા ખેદથી એક કાલાવચ્છિન્ન પાંચ બાણથી તે નાયિકાને તપાવેછે એમહું માનુંછું.

આ શ્લોક ઉત્પ્રેક્ષા અલંકાર યુક્ત છતાં પ્રત્યનીકના પ્રકરણમાં પઠિતછે.

શત્રુના પક્ષનો પરાભવ થવાથી પ્રત્યનીક

અલંકાર પ્રકટ થાયછે તે કહ્યો હવે સાક્ષાત્ શત્રુ નો પરાભવ કરવાથી કૈમુતિક ન્યાય સિદ્ધ પ્રત્યનીક અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

मधुव्रतौघःकुपितः
स्वकीयमधुप्रपापद्मनिमीलनेन॥
बिंबंसमाक्रम्यबलात्सुधांशोः
कलंकमंकेध्रुवमातनोति॥

કોઈ પુરૂષ રાત્રિને વખતે ચંદ્રમાં કલંક જોઈ કલ્પના કરેછેકે, ચંદ્રમાએ કરેલ પોતાને ભોગ વવા લાયક મધુ રસના પ્યાવારૂપ કમળોના સંકો ચથી કોપેલ ભ્રમર સંગ્રહ પોતાના દુશમન ચંદ્ર નાં બિંબને બળથી દબાવી તેના મધ્યમાં કલંક ઉપજાવેછે; એમ હું માનુંછું.

## ૯૧ काव्यार्थापत्ति अलंकार॥

कैमुत्येनार्थसंसिद्धिःकाव्यार्थापत्तिरिष्यते॥

सजितस्त्वन्मुखेनेंदुःकावार्त्तासरसीरुहाम्॥

કૈમુતિક ન્યાય ( સિંહ હાથીને મારીશકેછે ત્યારે હરિણને મારે તેમાંશું! આ કૈમુતિક ન્યાયનું સ્વરૂપછે. ) થી જયાં અર્થનીસિદ્ધિ થતીહોય ત્યાં કાવ્યાર્થાપત્તિ અલંકાર થાયછે. જેમકે, હેસુંદરી! તારાંમુખે કમળને જીતનાર ચંદ્રને પણ જીતેલો છે, ત્યારે કમળને જીતવાની વાત શું કરવી !

આ શ્લોકમાં કમળનું જીતવું ચંદ્રમાના જીતવાથી અર્થાત્ સિદ્ધ થાયછે. તેથી આ કાવ્યાર્થાપત્તિ અલંકાર થાયછે. અર્થાપત્તિ પ્રમાણથી આ અલંકારની જુદાઈ બતાવવા અર્થાપત્તિ પ્રમાણથી આ અલંકારની જુદાઈ બતાવવા અર્થાપત્તિને કાવ્ય એવું વિશેષણ જોડેલુંછે.

अधरोयमधीराक्ष्याबंधुजीवप्रभाहरः॥
अन्यजीवप्रभांहंतहरतीतिकिमद्भुतम्॥

કોઇ પુરૂષ સુંદરીનો ઓષ્ટ જોઇ પોતાના મિત્રને કહેછેકે, આ ચંચળ નયનાનો અધર (હોઠ) બંધુજીવ (રાતારંગવાળું બપોરીઆનું ફુલ અને સંબંધી લોકો) ની કાંતિને હરનારોછે; ત્યારે બીજા જીવની કાંતિને હરે એમાં શું આશ્ચર્ય.

स्वकीयंहृदयंभित्वानिर्गतौयौपयोधरौ॥
हृदयस्यान्यदीयस्यभेदनेकाकृपातयोः॥

નાયિકાનાં સ્તન જોઇજેની છાતી ચીરાએ લછે એવા પુરૂષની પોતાના મિત્રપ્રત્યે આ ઉક્ત છેકે, પોતાનાં હૃદયને ભેદીને બહાર નિકળેલાં આ એસ્તનોને બીજાનાં હૃદયનો ભેદ કરવામાં શું દયા આવે !

આ બે શ્લોકમાં કૈમુતિક ન્યાય સ્પષ્ટ હોવા થી કાવ્યાર્થાપત્તિનાં ઉદાહરણછે. તેમાં પ્રથમ શ્લોક માં શ્લેષથી તે ન્યાયને સૂચવેછે અને બીજામાં તો છછે.શુ

## ६० काव्यलिंग अलंकार.

**समर्थनीयस्यार्थस्यकाव्यलिंगंसमर्थनं॥**

**जितोसिमंदकंदर्पमच्चित्तेस्तित्रिलोचनः॥**

સમર્થના (મજબૂતી) લાયક અર્થનું સમર્થન કરવું તે કાવ્યલિંગ અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ શિવભકત કામદેવને કહે છે જે, હે મંદબુદ્ધિ વાળા કામ! મારી તરફથી તું જીતાએલોજ છે. કેમકે મારા હૃદયમાં તારો નાશ કરનાર મહાદેવ બિરાજે છે.

આ શ્લોકમાં કામદેવના જયરૂપ અર્થ અશકય હોવાથી સમર્થન યોગ્ય છે, તેનું સમર્થન મારા ચિત્તમાં મહાદેવછે એમ કહેવાથી કર્યું; તેથી આ શ્લોકમાં કાવ્યલિંગ અલંકાર થયો.

આ વાકયાર્થની હેતુતાવાળું કાવ્ય લિંગનુ ઉદાહરણ લખ્યું. હવે પદાર્થની હેતુતાવાળું કાવ્ય લિંગનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

भस्मोद्धूलनभद्रमस्तुभवतेरुद्राक्षमालेशुभं
हासोपानपरंपरेगिरिसुताकांतालयालंकृते॥
अद्याराधनतोषितेनाविभुनायुष्मत्सपर्यासुखा
लोकोच्छेदिनिमोक्षनामनि
महामोहेनिलीयामहे॥

આ શિવભક્તના માનસિક વિચાર પૂર્વક ઉક્તિછેકે, હે ભસ્મો દ્ધૂલન! (વિભૂતિનું આલેપન) હે રૂદ્રાક્ષની માળા ! મહાદેવનાં મંદિરપાશે શોભ નારી હે પગથીઆંની પંક્તિ ! તમારૂં કલ્યાણ થાઓ. હાલ આરાધનથી પ્રસન્ન થયેલા શંકરે તમારી સેવાના સુખનું ઉચ્છેદન કરનાર મોક્ષ નામના મોટા મોહમાં અમને મગ્ન કર્યાછે એ ટલે તમારૂં સેવન કરી શકીએ તેમનથી.

આશ્લોકમાં મોક્ષને મહામોહ રૂપે વર્ણ વેલોછે. તેમાં તમારી સેવાના સુખના દર્શનને

ઉચ્છેદ કરનાર એવા અર્થવાળું વિશેષણ પદ હેતુ રૂપે નાખેલું છે તેથી આ પદાર્થ હેતુક કાવ્યલિંગ અલંકારનું ઉદાહરણ થયું.

કોઈ ઠેકાણે પદાર્થ અને વાકયાર્થ બન્નેપા રસ્પર અપેક્ષાવાળા હોવાથી હેતુપણાને ભજે છે તેનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

चिकुरप्रकराजयंतितेविदुषी

मूर्द्धनियान्बिभर्तिसा॥

पशुनाप्यपुरस्कृतेनतत्तुलना

मिच्छतुचामरेणकः॥

આ દમયંતીના કેશપાશનું વર્ણન છે કે સુઘડ દમયંતી જે કેશસમૂહને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે તે સર્વોત્કૃષ્ટ પણાએ જય પામેછે. કયા કવે પશુએ પણ અપુરસ્કૃત (ન આદર કરેલ અને આગળ ન રાખેલ) ચામર સાથે

આ કેશપાશની તુલના કરવાને ઇચ્છે!

આ શ્લોકમાં ચામરની દમયંતીના કેશ પાશ સાથે સમતાના અભાવમાં સુઘડ દમયંતી જે કેશપાશને મસ્તક ઉપર ધારણ કરેછે તે વાકયાર્થ અને પશુએ ગણ ન આદર કરેલ એવો પદાર્થ બન્ને કેશની સર્વોત્કૃષ્ટતામાં હેતુહોવાથી આ વાકયાર્થ પદાર્થ ઉભયહેતુવાળું કાવ્યલિંગનું ઉદાહરણ થયું.

કોઈ સ્થાનકે ટેકો દેવા લાયક અર્થનું સમર્થન કરવા વાસ્તે કહેલા વાકયાર્થમાં પદાર્થની હેતુતા બતાવનારૂં ઉદાહરણ નીચે પ્રમાણે,—

वपुःप्रादुर्भावादनुमितमिदंजन्मानिपुरा
पुरारेनकापिकचिदपिभवंतंप्रणतवान्॥
नमन्मुक्तःसंप्रत्यहमतनुरग्रेप्प्यनातिमा
नितीशक्षंतव्यंतदिदमपराधद्वयमपि॥

આ શિવભકતની શિવપ્રત્યે ઉકિતછે કે, હે શંકર ! વર્ત્તમાન જન્મમાં શરીરની પ્રાપ્તિ હોવાથી અનુમાન થાયછેકે, આગલા જન્મમાં તમને હું કોઇવિખત પણ નમ્યો નથી; અને આ જન્મમાં તમને નમન કરવાથી તમેમને મોક્ષપદ આપ્યું તેથી શરીર રહિત પણાંને લીધે ભવિષ્ય કાળમાં તમને હું નહિનમું. આ મારા બે અપરાધને તમે ક્ષમા કરજો.

આ શ્લોકમાં બે અપરાધ અસ્પષ્ટ હોવાને લીધે સમર્થનીય ( સિદ્ધ કરવા લાયક ) છે અને તેની સિદ્ધિ પૂર્વજન્મ તથા અપર જન્મમાં નમનના અભાવને કહેનારાં બે વાકયથી કરેલીછે. તેમાં છેલ્લું વાકય નમનના અભાવને કહેછેતેમાં શરીર રહિત પણાને કહેવાવાળો **अतनु** પદનો અર્થ હેતુછે. તેથી ઉપર લખ્યા પ્રમાણે આ કાવ્યલિંગ અલંકારનું ઉદાહરણછે.

કોઈ ઠેકાણે પરસ્પર વિરૂદ્ધ સમર્થનીય બે

અર્થક્રમથી એક બીજાની સિદ્ધિમાં હેતુપણાને ધારણ કરેછે, તેનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

असोढातत्कालोल्लसदसहभावस्यतपसः

कथानांविस्रंभेष्वथचरसिकःशैलदुहितुः॥

प्रमोदंवोदिश्यात्कपटबटुवेषापनयने

त्वराशैथिल्याभ्यांयुगपदभियुक्तःस्मरहरः॥

તપ કરતી પાર્વતીપાસે બ્રહ્મચારીને વેષેઆવેલા મહાદેવનું વર્ણનછેકે, બાલ્યા વસ્થામાં સ્ત્રીથી ન થઈ શકે એવાં પાર્વતીનાં તપને નદેખી શકવાથા તથા પાર્વતીનાં તપને નદેખી શકાવાથી તથા ાર્વતીના વિશ્વાસવાળા કથા પ્રસંગમાં રસ આ વવાથી પોતાના કલ્પિત બ્રહ્મચારી વેષના ત્યાગ માં ઉતાવળ અને શિથિલપણાને ધારણ કરનારા શંકર તમને આનંદ આપો.

આ શ્લોકમાં પોતાના કૃત્રિમ (બનાવટથી બનાવેલ) બ્રહ્મચારી વેષને ત્યાગ કરવાની તથા તે વેષ રાખવાની શિવ સંબંધી ઇચ્છા પરસ્પર વિરૂદ્ધછે. તેમાં પાર્વતીનાં તીવ્ર તપને નદેખી શકવું તથા તે સંઘાતે બોલચાલ કરવાનું કૌતુક એ બન્ને ક્રમથી હેતુરૂપે વર્ણવેલછે. તેથી ઉપર કહ્યા પ્રમાણે આ કાવ્યલિંગ અલંકારનું ઉદાહરણ થયું.

માંહો માંહે વિરૂદ્ધ બે સમર્થનીય અર્થનો એકહેતુ જેમાં કહેલો હોય એવું ઉદાહરણ નીચે પ્રમાણે,—

**जीयादंबुधितनयाधररस**
**मास्वादयन्मुराररियम्॥**
**अंबुधिमथनक्लेशंकलय**
**न्विफलंचसफलंच॥**

લક્ષ્મીના અધરામૃતના આસ્વાદને વખતે સમુદ્રમથનના ક્લેશને લક્ષ્મીરૂપ સ્ત્રીના લાભથી

અને તેના અધર રનું માધુર્યછતાં અમૃતની વ્યર્થતાને લીધે ક્રમથી સફળ અને નિષ્ફળ જાણનારા શ્રી કૃષ્ણ સર્વોત્કૃષ્ટ પણાથી વર્તેછે.

આ શ્લોકમાં સમુદ્ર મથન કલેશનાં સફળ પણારૂપ અને વિફળપણારૂપ પરસ્પર વિરૂદ્ધ બે અર્થના સમર્થનને કરનારો લક્ષ્મીના અધરામૃતના આસ્વાદરૂપ એક હેતુ વર્ણવેલોછે તેથીઉપર કહ્યા પ્રમાણે કાવ્યલિંગ અલંકારનું ઉદાહરણ થયું. આ કાવ્યલિંગનાં ઉદાહરણને કેટલાક આલંકારિકો હેતુ નામનો અલંકાર કહેછે પણ તેમ નથી.

## ६१ अर्थांतरन्यास अलंकार.

उक्तिरर्थांतरन्यासःस्यात्सामान्यविशेषयोः॥
हनुमानब्धिमतरद्दुष्करंकिंमहात्मनाम्॥
गुणवद्वस्तुसंसर्गाद्यातिस्वल्पोपिगौरवं॥

## पुष्पमालानुषंगेनसूत्रंशिरसिधार्यते॥

સામાન્ય અને વિશેષની ઉક્તિ તે અર્થાંતર ન્યાસ અલંકાર કહેવાયછે. તેમાંએક પ્રસ્તુતછે. અને એક અપ્રસ્તુત હોયછે. જ્યાં વિશેષ પ્રસ્તુત હોયત્યાં સામાન્ય અપ્રસ્તુત નાખવાથી અને જ્યાં સામાન્ય પ્રસ્તુત હોય ત્યાં વિશેષ અપ્રસ્તુત નાખવાથી અર્થાંતર ન્યાસ અલંકાર થાયછે. જેમકે, હનુમાન્ સમુદ્રને તરી ગયેલ તે વાત યોગ્યછે. કેમકે, મહાત્માથી કયું કામ ન બની શકે એવુંછે?

આ ઉદાહરણમાં પ્રસ્તુત હનુમાનનું સમુદ્ર તરણનું સમર્થન મહાત્માનું સર્વ કાર્ય કરવામાં સામર્થ્ય બતાવવાથી સિદ્ધ કરેલુંછે. તેથી તે વિશેષનું સામાન્ય અર્થથી સમર્થનવાળું અર્થાંતર ન્યાસ અલંકારનું ઉદાહરણછે.

ગુણવાન વસ્તુના સંસર્ગથી હલકો પદાર્થ પણ ગૌરવને પામેછે. આ કહેલી બાબતને સિદ્ધ

કરવા સારૂ ઉત્તરાર્દ્ધમાં બીજો અર્થ નાખેછેકે, ઉપર કહેલી વાત યોગ્યછે. કેમકે, પુષ્પોના સંસર્ગથી સૂતરનો દોરો પણ સુગંધાદિક ગુણહીન છતાં મસ્તક ઉપર સર્વે લોકોએ ધારણ કરાયછે.

આ ઉદાહરણમાં પૂર્વાર્દ્ધથી વર્ણવેલો અર્થ અપ્રસ્તુતછે, તેની સિદ્ધિ કરવા માટે ઉત્તરાર્દ્ધમાં વિશેષ અર્થ બતાવેલોછે. તેથી વિશેષે કરીને સામાન્યના સમર્થનવાળા અર્થાંતર ન્યાસનુ આ ઉદાહરણછે.

**अथोपगूढेशरदाशशांके**

**प्रावृड्ययौशांततडित्कटाक्षा॥**

**कासांनसौभाग्यगुणोंगनानांनष्टः**

**परिभ्रष्टपयोधराणाम्॥**

જયારે ચંદ્રનું શરદ રૂપ અંગનાએ આલિંગન કર્યું તેવખ્ત વીજળી રૂપ કટાક્ષ વિક્ષેપ

ગુને બંધપાડી વર્ષાઋતુરૂપ નાયિકા ચાલતી થઈ. આ અર્થ યોગ્યછે. કેમકે ભ્રષ્ટ પયોધર (સ્તન અને મેઘ) વાળી કઇ અંગનાઓનો સૌંદર્ય ગુણ નાશ નથી પામતો ?

આ શ્લોકમાં શરદ ઋતુનું આગમન અને વર્ષા ઋતુનું જવું પ્રકૃતછે. તેને અંગનાનું રૂપ આપી શ્લેષવાળા પયોધર શબ્દથી સામાન્ય સ્ત્રી ના સૌભાગ્યના જવાથી વર્ષાઋતુના સૌભાગ્ય જ વાનું સમર્થન કર્યું. તેથી આ સામાન્યથી વિશેષ ના સમર્થનવાળા અર્થાતર ન્યાસનું ઉદાહરણ થયું. હવે પ્રકૃતે કરીને અપ્રકૃતના સમર્થનવાળા અર્થાતર ન્યાસનુ ઉદાહરણ નીચે પ્રમાણે.—

यदुच्यतेपार्वतिपापवृत्तये

नरूपमित्यव्यभिचारितद्वचः॥

तथाहितेशीलमुदारदर्शने

**तपस्विनामप्युपदेशतांगता॥**

પાર્વતી પ્રત્યે શંકરની ઉક્તિછેકે, હે પાર્વતિ! જેમાં સારૂં રૂપ હોય તેમાં પાપનું આચરણ ન હોય પરંતુ અનેક ગુણહોય એ જે જગતમાં કહેવતછે તે યથાર્થછે. કેમકે, તમારૂં સુંદર સ્વરૂપછે તેથી તમારૂં શીલ તપસ્વી લોકોને પણ ગ્રહણ કરવા લાયક થઈ પડયું છે.

આ શ્લોકમાં પૂર્વાર્દ્ધથી સામાન્ય અર્થ વર્ણવીને તેનું સમર્થન કરવા ઉત્તરાર્દ્ધમાં પ્રકૃત વિશેષ અર્થ પાર્વતીના વર્ણનરૂપ કહેલોછે. તેથી આ વિશેષ અર્થથી સામાન્ય અર્થનાં સમર્થનરૂપ અર્થાંતર ન્યાસ અલંકારનું ઉદાહરણ થયું.

**दानंददत्यापेजलैःसहसाधिरूढे**

**कोविद्यमानगतिरासितुमुत्सहेत॥**

**यद्दंतिनःकटकटाहतटान्मिमंक्षो**

मैक्षूद्रपातिपरितःपटलैरलीनाम्

તળાવમાં ડુબકી મારવા વખતે હાથીનાં કુંભસ્થળથી ઉડીજતા ભ્રમરોને જોઈ અને કોઈ પુરૂપ કહેછેકે, ભલેદાન (દેવાની વસ્તુ અને મદ જળ) દેતા હોય પણ જલ (પાણી અને મૂર્ખ જન) થી દબાવેલા પાસે કોણ બુદ્ધિમાન બીજે રસ્તે પોતાનું ગુજરાન ચાલતાં છતાં સ્થિતિ કરવા ઉત્સાહ કરે? જુવો કે, જ્યારે આ હાથીએ જળ માં ડુબાડવાનો વિચાર કર્યો ત્યાં તેનાં કુંભસ્થળ ઉપર દાન વાસ્તે બેઠેલી ભ્રમરની પંક્તિ તરત ઉડીગઈ.

આ શ્લોકમાં પૂર્વાર્દ્ધથી સામાન્ય અર્થ કહી તેની મજબૂતીને વાસ્તે હાથીનાં અને ભ્રમરનાં વૃતાંત રૂપ વિશેષ અર્થ વર્ણવેલોછે. તેથી આ પણ ઉપર લખ્યા પ્રમાણે અર્થાંતર ન્યાસ અલંકારનું ઉદાહરણ થયું.

## ६२ विकस्वर अलंकार.

**यस्मिन्विशेषसामान्यविशेषाःसविकस्वरः॥**

**मनांजिग्येमहांतोहिदुर्द्धर्षाःसागराइव॥**

જ્યાં કોઈ વિશેષનું સમર્થન કરવા માટે સામાન્ય અર્થ આપીને તે સામાન્ય અર્થની જગતમાં પ્રસિદ્ધિ છતાં પણ તેમાં સંતોષ ન પામી જ્યારે કવિ તે સામાન્ય અર્થના સમર્થન માટે ઉપમાન અલંકારની રીતે અથવા અર્થાંતરન્યાસ અલંકારની રીતે બીજો વિશેષ અર્થ આપેછે; ત્યાં વિકસ્વર અલંકાર થાયછે. જેમકે, રાજા શત્રુથી ન જીતાણો! કારણકે મહાત્મા લોકો સમુદ્રની પેઠે પરથી જીતાઇ શકતા નથી.

આ શ્લોકમાં પ્રથમ કહેલા રાજાનો અપરાજયરૂપ વિશેષ અર્થના સમર્થન માટે મહાત્મા ન જીતાય એવા હોયછે, એમ સામાન્ય અર્થને ટેકો દેવામાટે તેઓને વિશેષ અર્થરૂપ સાગરની ઉપમા

આપી તેથી આ વિકસ્વર અલંકારનું ઉદાહરણ થયું

अनंतरत्नप्रभवस्ययस्यहिमंन
सौभाग्यविलोपिजातम्॥
एकोहिदोषोगुणसन्निपातेनिमज्जतींदोः
किरणेष्विवांकः॥

આ હિમાલય પર્વતનું વર્ણન છે. અનેક રત્નની ઉત્પત્તિનું સ્થાનક હોવાથી જે આ હિમાલયનું સૌભાગ્ય જગત્પ્રસિદ્ધ છે. તેને નાશ કરવા તેમાં રહેલ હિમ સમર્થ થતું નથી. કેમકે ગુણના સમૂહમાં એક દોષ ચંદ્રમાના કિરણોમાં કલંકની પેઠે નિંદાસ્પદ થઈ શકતો નથી.

આ શ્લોકમાં અનેક રત્નની ઉત્પત્તિનાં સ્થાનકરૂપ હિમાલયનાં સૌભાગ્યને હિમ નાશ કરી શકતું નથી, એવો વિશેષ અર્થ કરીને તે અર્થની મજબૂતીને માટે એક દોષ ગુણના સમૂહમાં

કુંએછે એમ સામાન્ય અર્થ વર્ણવીને તેથી અસં
તુષ્ટ કવિએ તેને ચંદ્રમાનાં કિરણો અને કુલંકની
ઉપમા દઈ મજબૂત કરેલોછે તેથી આ ઉપમા
લંકારની રીતે વિકસ્વર અલંકારનું ઉદાહરણ થયું.
હવે અર્થાંતર ન્યાસ અલંકારની રીતિથી વિક
સ્વર અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે.

कर्णारुंतुदमंतरेणरणितंगाहस्वकाकस्वयं
माकंदंमकरंदशालिनमिहत्वांमन्महेकोकिलं॥
धन्यानिस्थलवैभवेनकतिचिद्वस्तूनिकस्तूरिकां
नेपालक्षितिपालभालपतितेपंकेनशंकेतकः॥

હે કાગડા ! કાનને દુઃખ ઉપજાવનારો
તારી જાતનો શબ્દ છોડીદઈ આ આમ્રવૃક્ષ મધ્યે
આવી બેસ એટલે તુંને અમે કોકિલ માનીશું.
કેમકે કેટલીક વસ્તુ પોતે ખરાબછતાં સ્થાનકનાં
માહાત્મ્યથી ઉત્તમ ગણાયછે. જેમકે નેપાળ દેશ

ના રાજાના કપાળમાં રહેલ કર્દમ (ગારો)ને જોઈ ને કસ્તૂરીની શંકા કોણ ન કરે ?

આ શ્લોકમાં કાગડાનાં વૃત્તાંતરૂપ વિશેષ અર્થ કહીને તેને સિદ્ધ કરવા સ્થાનના માહાત્મ્યથી ખરાબ ચીજ ઉત્તમ ગણાયછે એવો સામાન્ય અર્થ વર્ણવીને તેથી સંતોષ ન પામેલા કવિએ અર્થાંતરન્યાસ અલંકારની રીતિથી નેપાલ દેશના રાજાનું વૃત્તાંત કહ્યું. તેથી આપણ વિકસ્વર અલંકારનું ઉદાહરણછે.

## ૬૩ प्रौढोक्ति अलंकार.

प्रौढोक्तिरुत्कर्षाहेतौतद्धेतुत्वप्रकल्पनं॥
कचाःकलिंदजातीरतमालस्तोममेचकाः॥

ઉત્કર્ષનું કારણ નહોય તેવા પદાર્થમાં ઉત્કર્ષની કારણતા બતાવવી તે પ્રૌઢોક્તિ અલંકાર કહેવાયછે. જેમકે આ સ્ત્રીના કેશ યમુનાજીને કાંઠે થયેલ તમામ વૃક્ષના સમૂહ જેવા

કાળાછે.

આ શ્લોકમાં તમાલ વૃક્ષની શ્યામતામાં કાંઈ તેનું યમુનાજીને કાંઠે ઉગવું કારણ નથી, તોપણ તેને કારણરૂપે વર્ણવેલુંછે. તેથી આ પ્રૌઢોકિત અલંકારનું ઉદાહરણ થયું.

**कल्पतरुकामदोग्ध्रीचिंतामणि**
**धनदशंखानाम्॥**
**रचितोरजोभरमयस्तेजःश्वासांतरैरेषः॥**

કોઈ કવિ રાજાનું વર્ણન કરેછેકે, આ રાજાને બ્રહ્માએ કલ્પતરૂનાં પુષ્પની રજરૂપી પૃથ્વી, કામધેનુના દૂધરૂપી પાણી, ચિંતામણિનાં તેજરૂપી અગ્નિ, કુબેરના શ્વાસરૂપી પવન અને વાંછિતપ્રદ શંખના ઉદરમાં રહેલો આકાશ, આ પંચ મહાભૂતથી ઉત્પન્ન કરેલછે.

આ શ્લોકમાં કલ્પવૃક્ષાદિ પાંચ પદાર્થથી અધિક રાજાની દાતારી વર્ણવવામાં તે કલ્પવૃક્ષા

દિકથી ઉપજેલ રજ આદિક પંચ મહાભૂતથી તે નાં શરીરની રચનાનું કથન હેતુ નથી. તોપણ તેને હેતુરૂપે દાખલ કરેલુંછે તેથી આ પ્રૌઢોક્તિ અલંકારનું ઉદાહરણછે.

## ६४ संभावना अलंकार.

संभावनायदीत्थंस्यादित्यूहोन्यस्यसिद्धये॥
यदिशेषोभवेद्वक्ताकथिताःस्युर्गुणास्तव॥

જો આમ હોયતો આમ થાય એવીરીતે બીજાની સિદ્ધને માટે જે તર્ક તે સંભાવના અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ કવિ રાજાને કહેછેજે હજાર જીભવાળા શેષનાગ કહેનાર હોય તો તારા ગુણ કહી શકાય એમછે.

આ શ્લોકમાં શેષ કહેનારો હોયતો તારા ગુણ કહેવાય એ રીતનો તર્ક સ્પષ્ટછે. તેથી આ સંભાવના અલંકારનું ઉદાહરણછે.

कस्तुरिकामृगाणामंडाद्गंधगुणमखिलमादाय॥

यदिपुनरहंविधिःस्यांखलजिव्हायां

निवेशयिष्यामि॥

ખલ પુરૂષની જીભમાં દુષ્ટતાજોઇ તે જીભં ના નાશની ઇચ્છાવાળો કોઈ પુરૂષ કહેછેકે, જો હું સૃષ્ટિ કર્ત્તા બ્રહ્મા થાઉતો કસ્તૂરી મૃગના મરણને ઉપજાવનારા ગંધને તેના ડુંટામાંથી કાઢી અને ખળ પુરૂષની જીભમાં નાખું. જેથી તેનો ઉચ્છેદ થાય એટલે બીજા લોકો તેના વ્યાપારથી દુઃખ ન પામે.

આ શ્લોકમાં પણ જો હું બ્રહ્મા થાઉં તો તેમ કરૂં એવા તર્કની સ્પષ્ટતાને લીધે આપાણ સંભાવના અલંકારનું ઉદાહરણછે.

## ६९ मिथ्याध्यवसिति अलंकार.

किंचिन्मिथ्यात्वसिध्यर्थंमिथ्यार्थांतरकल्पनम्।

मिथ्याध्यवसितिर्वेश्यांवशयेत्खस्रजंवहन्॥

કોઈ અર્થના ખોટા પણાની સિદ્ધિને માટે બીજા ખોટા અર્થની કલ્પના કરવી તે મિથ્યા ધ્યવસિત નામનો અલંકાર કહેવાયછે. જેમકે આકાશનાં પુષ્પની માળાને ધારણ કરનારો વેશ્યા ને વશ કરી શકે.

આ શ્લોકમાં વેશ્યાની વશ્યતાને મિથ્યા ત્વ બતાવવા માટે આકાશનાં પુષ્પની માળાનો ધારણરૂપ બીજો અર્થ વર્ણવેલોછે તેથી આ મિથ્યા ધ્યવ સિતિ અલંકારનું ઉદાહરણ થયું.

अस्यक्षोणीपतेःपरार्धपरयालक्षीकृताः
संख्यया
प्रज्ञाचक्षुरवेक्ष्यमाहबधिरश्राव्याः
किलाकीर्त्तयाः
गीयंतेस्वरमष्टमंकलयताजातेनवंध्योदरान्
मूकानांप्रकरेणकूर्मरमणीदुग्धोदधेरोदसि॥

કોઈ કવિરાજા પાસે જઈ તેનું વાર્ણન કરેછે કે, પરાર્દ્ધથી પર સંખ્યાથી ગણાયલી, અંધેળી ચેલી, અને બેહેરે સાંભળેલી આ રાજાની અપકીર્તિ વાંઝણીના પેટમાંથી ઉત્પન્ન થયેલ મુંગા પુરૂષના સમૂહે આકાશાસ્વરથી કાચબીના દૂધના સમુદ્રને કાંઠે ગવાયછે.

આ શ્લોકમાં રાજાની અપકીર્તિનાં ખોટા પણાને સિદ્ધ કરવા માટે બીજા તમામ ખોટા પદાર્થ વાર્ણવેલાછે. તેથી આપણ મિથ્યાધ્યવસિત અલંકારનું ઉદાહરણ થયું.

## ६६ ललित अलंकार.

वर्ण्येस्याद्वर्ण्यवृत्तांतप्रातिबिंबस्यवर्णनम्॥
ललितंनिर्गतेनीरेसेतुमेपाचिकीर्षति॥

પ્રસ્તુત ધર્મમાં વાર્ણન કરવા લાયક જે વૃત્તાંત હોય તેનું વાર્ણન ન કરીને તે સરખાં બીજાં વૃત્તાંતનું તેમાં વાર્ણન કરવું તે લલિત નામનો

અલંકાર કહેવાયછે. જેમકે આ નાયિકા પાણી ગયે પાળ બાંધવાને ઇચ્છેછે.

આ શ્લોકમાં પોતાનીમેળે ખુશીથી આવે લા નાયકની ઉપેક્ષા કરીને તે પછી જયારે તે નાયક બીજી નાયિકામાં આસક્ત થયો ત્યારે તે નાયકને તેડવા મોકલાતી સખી નાયકાને કહેછેકે, આ તેને તેડવાનો તારો વિચાર પાણી ગયાપછી પાળ બાંધવા જેવોછે. આવો અર્થ નિકળવાથી પ્રસ્તુત વૃત્તાંતનો ત્યાગ કરી તે સરખાં બીજાં અપ્રસ્તુત વૃત્તાંતનાં વર્ણનને લીધે આ લલિત અલંકારનુ ઉદાહરણ થયું.

**कसूर्यप्रभवोवंशःकचाल्पविषयामतिः॥**
**तितीर्षुर्दुस्तरंमोहादुडुपेनास्मिसागरं॥**

સૂર્યવંશનું વર્ણન કરનાર કવિ કહેછેકે, સૂર્યથી પેદા થયેલો મોટો વંશ કયાં ? અને અલ્પ પદાર્થનું વર્ણન કરી શકે એવી મારી બુદ્ધિ કયાં ?

મોહથી આ વંશનું વર્ણન કરવા જે મેં પ્રારંભ્યું છે તે હુડકાંથી દુસ્તર સમુદ્ર તરવા જેવું છે.

આ શ્લોકમાં પણ સૂર્ય વંશનાં વર્ણનરૂપી વર્ણ્ય વૃત્તાંતની અશક્યતાને મજબૂત કરવા તે સરખું સમુદ્રનું વૃત્તાંત વર્ણવેલું છે. તેથી લક્ષણ પ્રમાણે આ લલિત અલંકારનું ઉદાહરણ થયું.

अनायिदेशःकतमस्त्वयाद्य
वसंतमुक्तस्यदशांवनस्य
त्वदाप्तसंकेततयाकृतार्था
श्राव्यापिनानेनजनेनसंज्ञा

નળના વિરહવાળી દમયંતીના મનમાં વિચારથી આવેલા નળ પ્રત્યે વર્ણોચ્ચાર વિનાની આ તેની (દમયંતીની) ઉકિતછે કે, હે નળ! હાલ આપે કયા દેશને વસંત ઋતુએ મૂકેલ વનની દશાને પ્રાપ્ત કરેલોછે? જેથી તમારી વ્યકિત (શરીર) ને કહેવા રૂપ સંબંધને લીધે સફળ પણા

ને પ્રાપ્ત તમારૂં નામ મારા સાંભળવામાં આવ
તું નથી.

આ શ્લોકનો અભિપ્રાય ગૂઢછે, તેની સ્ફુ
ટતા આવી રીતેછેકે, જેમ વસંતઋતુનુ મૂકેલ
વન શોભા હીન થઇ જાયછે તેમ તમારા મૂક
વાથી કયા દેશને શોભાહીન કરેલછે. એટલે કયા
દેશને છોડીને કયા દેશમાં પધારેલાછો? દમ
યંતી નળમાં આ સંકેતને લીધે જે દેશમાં તે હો
ય તે દેશનેજ શોભાયુક્ત માનેછે, તેથી આમ
કહેલુંછે. કેટલાક ગુણહીન પદાર્થો નામથી ઉત્તમ
ગણાયછે અને કેટલાએક પદાર્થો નામને શોભા
વનારાછે. તે બે વર્ગમાંથી બીજા વર્ગમાં નળને
ગણવાથી શાસ્ત્રમાં કળિનો નાશ કરવાને લીધે અતિ
ઉત્તમ ગણેલ નળ એવાં નામથી નળની વ્યક્તિને
દમયંતીએ આ ઠેકાણે ઉત્તમ ગણેલછે. કેમકે
પોતાની વિરહવેદનાને નિવૃત્ત કરનાર તેની વ્ય
ક્તિજછે. પણ તેના અલાભથી પોતે ઉત્તમરૂપે ન

માનેલ નામનાં શ્રવણની ઇચ્છા બતાવેલીછે.

આ શ્લોકમાં તમે કયો દેશ છોડી આપે છો એમ કહેવાને બદલે વસંત નિર્મુકત વનની દશાને પ્રાપ્ત કરેલોછે, એમ કહેવાથી વર્ણન કરવા લાયકને મૂકી અને તે સરખા બીજા પદાર્થના કહેવાને લીધે આપણ લલિત અલંકારનું ઉદાહરણ થયું.

## ૬૭ प्रहर्षण अलंकार.

उत्कंठितार्थसंसिद्धिर्विनायत्नंप्रहर्षणम्॥
तामेवध्यायतेतस्मैनिसृष्टासैवदूतिका॥

ઇચ્છિત અર્થની યત્ન વિના સિદ્ધિને પ્રહર્ષણ અલંકાર કહેવાયછે. જેમકે નાયક નાયકાની દૂતીમાંની જે દૂતીનું ધ્યાન કરતો હતો, તેજ દૂતીને નાયકાએ નાયક મત્યે મોકલી.

આ શ્લોકમાં નાયકની ઇચ્છેલી દૂતીનું

આગમન અનાયાસ સિદ્ધ હોવાથી લક્ષણ પ્રમાણે આ પ્રહર્ષણ અલંકારનું ઉદાહરણ થયું.

નાયિકાની દૂતીઓમાંથી અમુક દૂતી મારા પાસે આવેતો ઠીક. એવી નાયકની ઇચ્છા તે દૂતીમાં હરકોઈ કારણને લીધે અભિરૂચી જણાવેછે.

मेघैर्मेदुरमंबरंवनभुवः श्यामास्तमालद्रुमै
र्नक्तंभीरुरयंत्वमेवतदिमंराधेगृहंप्रापय॥
इत्थंनंदनिदेशतश्चलितयोःप्रत्यध्वकुंजद्रुमं
राधामाधवयोर्जयंतियमुनाकुलेरहःकेलयः॥

ગામથી દુર યમુનાને કાંઠે ગાયોને દોહવાનાં ઠરાવેલ સ્થળ પ્રત્યે સાયંકાળે રાધા અને શ્રીકૃષ્ણને પોતાની આંગળીએ વળગાડીને ગાયો દોહવા ગયેલા નંદજીની ત્યાં ઝાઝીવાર રોકત હોવાને લીધે શ્રીકૃષ્ણે ઘેર જવાનો કજીયો કર્યો ત્યારે રાધા પ્રત્યે આનંદજીની ઉકિતછેકે, હે રાધા,

હાલ આકાશ વાદળાંઓથી ઘેરાયેલછે એટલે ગ્રહ, નક્ષત્ર, તારા દેખાતા નથી, શ્યામ વર્ણવાળાં તમાલનાં વૃક્ષોથી વનની પૃથ્વીપણ શ્યામછે, વળી રાત્રિછે અને આ શ્રી કૃષ્ણ બીકણછે. માટે તુંજ આ શ્રીકૃષ્ણને ઘેર તેડીજા. એરીતે નંદજીના હુકમથી વિદાય થયેલ રાધા તથા માધવની યમુનાને કાંઠે આવેલા બગીચાનાં સર્વ ઝાડનીચે ખાનગી ક્રીડા સર્વોત્કૃષ્ટ થયેલીછે.

આ શ્લોકમાં રાધા માધવને ખાનગી રમણ કરવાની ઇચ્છા હતી તે અનાયાસ સિદ્ધ થઇ તેથી આપણ પ્રહર્ષણ અલંકારનું ઉદાહરણછે.

वांछितादधिकार्थस्यसंसिद्धिश्चप्रहर्षणं॥
दीपमुद्योजयेद्यावत्तावदभ्युदितोरविः॥

વાંછિત અર્થથી અધિક અર્થની સિદ્ધિથાય તે પણ પ્રહર્ષણ અલંકાર કહેવાયછે. જેમકે, અંધકારની નિવૃત્તિને માટે જયાં દીવો કરવાનો

તૈયારી કરેછે ત્યાં સૂર્ય ઉદય પામ્યો.

આ શ્લોકમાં દીવા કરતાં અંધકારની નિવૃત્તિ કરવામાં સૂર્યનું અધિક સામર્થ્ય હોવાથી લક્ષણ પ્રમાણે પ્રહર્ષણ અલંકાર થયો.

चातकस्त्रिचतुरान्पयःकणा
न्याचतेजलधरंपिपासया॥
सोपिपूरयतिविश्वमंभसा
हंतहंतमहतामुदारता॥

તૃષાથી પીડાયલો ચાતક મેઘ પાસે પોતાની તૃષાની નિવૃત્તિને માટે ત્રણ ચાર પાણીના કણ માગેછે, પણ તે મેઘતો ઘણાં પાણીથી આખી પૃથ્વીને ભરીદેછે. તેથી એમ સમજાયછે કે મોટા પુરૂષની ઉદારતા મોટીજ હોયછે.

આ શ્લોકમાં પણ ઇચ્છાથી અધિક જળના લાભનું વર્ણન હોવાથી બીજા પ્રહર્ષણ

અલંકારનું ઉદાહરણ થયું.

यत्नादुपायसिद्ध्यर्थात्साक्षाल्लाभफलस्यच॥
निध्यंजनौषधीमूलंखनतासाधितोनिधिः॥ः

પોતાના ઇચ્છિત ફળને પામવાના ઉપાયને માટે યત્ન કરતાં ઉપાયનો ખપ ન પડતાં તેજ ફળના લાભનું વર્ણન પણ પ્રહર્ષણ અલંકાર કહેવાયછે. જેમકે, જે ઔષધી આંખમાં આંજવાથી પૃથ્વીમાં ગુપ્ત ધનનો ભંડાર દેખવામાં આવેછે તે ઔષધીનું મૂળ ખોદતાં ધનનો ભંડાર મળી આવ્યો.

આ શ્લોકમાં પૃથ્વીમાં ગુપ્ત ધનના ભંડારને પામવાનો ઉપાય તેવી જાતની ઔષધીનું મૂળછે, તે ખોદતાં નિધિ (ભંડાર) ના લાભનું વર્ણન કરેલુંછે, તેથી આ ત્રીજા પ્રહર્ષણ અલંકારનું ઉદાહર થયું.

उच्चित्यप्रथममवास्थितंमृगाक्षी
पुष्पौघंश्रितविटपंगृहीतुकामा॥
आरोढुंपदमदधादशोकयष्टा
वामूलंपुनरपितेनपुष्पिताभूत्॥

મૃગનાં નેત્ર સરખાં નેત્રવાલી કોઇ સુંદરી નીચી ડાળમાં રહેલા પુષ્પ સમૂહને વીણી લઈ ઉપલી ડાળમાં રહેલા પુષ્પ સમૂહને લેવા માટે ઇચ્છા કરીને ઉંચે ચડવા વાસ્તે પેલી ડાળ ઉપર પગ મૂક્યો. ત્યાં તે ડાળ શાસ્ત્ર સિદ્ધ પગના પ્રભાવથી મૂળથી માંડીને અગ્ર પર્યંત પુષ્પવાળી થઈ ગઈ.

આ શ્લોકમાં ઉપલી ડાળમાં રહેલ પુષ્પ સમૂહને લેવાના ઉપાય રૂપ પેહેલી ડાળ ઉપર પગ મૂકવાથી તેજ ડાળમાંથી ઘણાં પુષ્પનો લાભ વર્ણવેલો છે. તેથી ઉપાય નિરપેક્ષ ફલાવાપ્તિવાળા પ્રહર્ષણ અલંકારનુ ઉદાહરણ થયું.

## ६८ विषादन अलंकार.

**इष्यमाणविरुद्धार्थसंप्राप्तिस्तुविषादनं॥**

**दीपमुद्योजयेद्यावन्निर्वाणस्तावदेवसः॥**

ઈચ્છત અર્થથી વિરૂદ્ધ અર્થની સંપ્રાપ્તિ તે વિષાદન અલંકાર કહેવાય છે. જેમકે, જ્યાં દીવાને સમો કરવા ગયા ત્યાં તે દીવો ઠરી ગયો.

આ શ્લોકમાં ઈચ્છિત અર્થથી વિરૂદ્ધાર્થની પ્રાપ્તિ સ્પષ્ટ છે, તેથી આ વિષાદન અલંકાર થયો.

**रात्रिर्गमिष्यतिभविष्यतिसुप्रभातं**

**भास्वानुदेष्यतिहसिष्यतिपंकजश्रीः॥**

**इत्थंविचिंतयतिकोशगतेद्विरेफे**

**हाहंतहंतनलिनींगजउज्जहार॥**

દિવસે પુષ્પ રસના લોભથી કમળમાં બેઠેલો ભ્રમર રાત્રિ પડયે તે કમળ બીડાયું એટલે તેમાં બેઠો બેઠો વિચાર કરેછે કે; રાત્રિ જાશે, સવાર થાશે,

સૂર્ય ઉગશે અને કમળ વિકાસ પામશે ત્યારે આ ક-મળમાંથી હું ઉડી જઈશ. એમ જયાં વિચાર કરેછે. ત્યાં તળાવમાં આવેલા હાથીએ તે કમળની વેલને ઉખેડી નાખી.

આ શ્લોકમાં પણ ઇચ્છિત અર્થથી વિપરીત ફળ હોવાને લીધે આ વિષાદન અલંકારનુ ઉદાહરણ થયું.

## ६९ उल्लास अलंकार.

**एकस्यगुणदोषाभ्यामुल्लासोन्यस्यतौयादि**
**अपिमांपावयेत्साध्वीस्नात्वेतीच्छतिजान्हवी॥**

એકના ગુણદોષથી બીજાના ગુણદોષ ઉ-પજવાનું વર્ણન તે ઉલ્લાસ અલંકાર કહેવાયછે. જેમકે, પતિવ્રતા સ્ત્રી મારા વિષે સ્નાન કરીને મને પવિત્ર કરે એમ ગંગા ઇચ્છે છે.

આ શ્લોકમાં પતિવ્રતામાં રહેલો પતિવ્રતાનો ગુણ તેના સ્નાનથી ગંગાજીમાં વર્ણવેલોછે,

તેથી આ ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું.

काठिन्यंकुचयोःस्रष्टुंवांछंत्यःपादपद्मयोः॥
निंदंतिचविधातारंत्वद्धाटीष्वरियोषितः॥

કોઈ કવિ રાજાને કહેછેકે તારી યુદ્ધ યાત્રાને વખતે બ્રહ્માએ સ્તનમાં ગ્રજેલાં કઠિણપણાને અનુકૂળ હોવાથી પોતાના ચરણ કમળમાં ઇચ્છનારી તારા શત્રુની સ્ત્રીઓ બ્રહ્માને નિંદેછે

આ શ્લોકમાં રાજાની યુદ્ધ યાત્રાને વખતે તેના શત્રુની સ્ત્રીઓના ચરણ કમળમાં રહેલી કુણાશ ભાગવામાં અનુકૂળ ન હોવાથી તેને દોષરૂપ લાગી, તેથી તેણે બ્રહ્મામાં દોષ વર્ણવેલોછે કે, તેં અમારા ચરણ કમળમાં કઠિણતા ન ગ્રજી. જે હાલ અમને ભાગવામાં ઉપયોગી થઈ પડત. અને તે કઠિનતા અમારા કુચમાં ગ્રજી જે અમને આ વખતે ઉપયોગમાં આવતી નથી, માટે તુ નિંદા લાયક છો; એવી રીતે બ્રહ્મામાં દોષ આરોપવાથી આ

ઉલ્લાસઅલંકારનું ઉદાહરણ થયું. આ ઉદાહરણ એકના દોષથી બીજામાં દોષ અર્પણના વર્ણનનુ છે. હવે ગુણદોષ અર્પણનું ઉદાહરણ નીચે પ્રમાણે.-

**तद्भाग्यंधनस्यैवयन्नाश्रयातिसज्जनं॥**

જે સજ્જનોનો આશ્રય કરતું નથી તે ધનજ ભાગ્યહીન છે.

આ અરધા શ્લોકમાં સજ્જનના મહીમારૂપ ગુણે કરીને તેનો આશ્રય ન કરવારૂપ ધનમાં દોષ બતાવેલોછે. તેથી આ ગુણે કરી દોષ બતાવવાથી ઉપજતા ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું. હવે દોષથી ગુણના વર્ણનનુ ઉદાહરણ નીચે પ્રમાણે,-

**लाभोयमेवभूपालसेवकानांनचेद्वधः॥**

ક્રૂર પ્રકૃતિવાલા રાજાને પોતાને કાઢી મૂકવા ટાણે તેના નોકરો કહેછે કે, હે રાજન્! અમને સાજા નરવા જાવા દેછે, એજ તારા તરફથી અમે મોટો લાભ માનીએ છીએ.

આ અરધા શ્લોકમાં રાજામાં રહેલા ક્રૂરતા રૂપ દોષથી તેના સેવકોનું જીવ બચાવી વિદાય થવું ગુણરૂપે વર્ણવેલછે, તેથી આ ઉપર લખ્યા પ્રમાણે ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું.

धदयंरथसंक्षोभादंसेनांसोनिपीडितः

एकःक्रुतीमदंगेषुशेषमंगंभुवोभरः॥

નવોઢા નાયિકા સાથે રથમાં બેસી પોતાના ઘર તરફ વિદાય થવાને વખતે નાયકાનો ખભો પોતાના ખભાને અડકવાથી ખુશી થયેલા નાયકનો આ માનસિક વિચાર છે કે, અખડબખડ માર્ગને લીધે રથ થડબડવાથી આ નાયકાના ખભાવતે જે આ મારા ખભારૂપ અંગ દબાયું તેજ કૃતાર્થ છે. બાકી સઘળું મારૂં અંગ પૃથ્વીને ભારરૂપ એટલે નકામુ છે.

આ શ્લોકમાં નાયિકાના સૌંદર્ય ગુણે કરી તેથી દબાયેલ પોતાના ખભાનો ધન્યત્વ ગુણ વર્ણ્

વેલોછે, તેથી આ પહેલાં ઉદાહરણ પ્રમાણે ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું.

लोकानंदनचंदनद्रुमसखेनास्मिन्वनेस्थीयतां
दुर्वंशैःपरुषैरसारहृदयैराक्रांतमेतद्वनं॥
तेह्यन्योन्यनिघर्षजातदहनज्वालावलीसंकुला
नस्वान्येवकुलानिकेवलमिदं सर्वंदहेयुर्वनं॥

કોઈ પુરૂષ અન્યોક્તિથી ચંદનનાં ઝાડને કહેછે કે, જગતને આનંદકરનાર, મારા દોસ્ત હે ચંદન વૃક્ષ! આવનમાં તારે રહેવું યોગ્યનથી. કેમકે, કઠિન સ્વભાવવાળા અને નિઃસાર હૃદયવાળા (પોલા) દુષ્ટ વંશથી આ વન દબાયલું છે. એટલે ઠસાઠસ ભરેલું છે. અને દુર્વંશો જે માટે પરસ્પર નિઘર્ષ (ઘસાવું અને સ્પર્ધા)થી ઉત્પન્ન થયેલા દહન (દાવાનળ અને વિરોધ)ની જ્વાળાથી વીંટાયલાં કેવળ પોતાના કુલનોજ નાશ કરે એમ નથી; પરંતુ આખાં વનને

બાળી નાખે એમછે.

આ શ્લોકમાં વાંસડાના પરસ્પર ઘસાવાથી થયેલા અગ્નિએ કરી વીંટાયલા રૂપ દોષથી વન ના નાશ રૂપ દોષવર્ણવેલો છે તેથી ઉપર લખેલ બીજાં ઉદાહરણ પ્રમાણે આ ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું.

दानार्थिनोमधुकरायदिकर्णतालैर्दूरीकृताः
करिवरेणमदांधबुध्या॥
तस्यैवगंडयुगमंडनहानिरेषाभृंगाः
पुनर्विकचपद्मवनेचरंति॥

મદાંધ બુદ્ધિને લીધે હાથીએ પોતાના કર્ણ તાલથી જે દાન (મદજલ)ની ઇચ્છાવાળા ભ્રમરો દૂર કરાણા તે તેનાજ ગંડસ્થળના ભૂષણ ની હાનિ છે. અને ભ્રમરો તો ત્યાં ખસ્યા એટલે વિકસિત કમળના વનમાં ફરીને ખુશીથી પોતાનું ગુજરાન કરેછે.

આ શ્લોકમાં હાથીના ગંડસ્થળને શોભાવવા રૂપ ભ્રમરોના ગુણથી તે ભ્રમરોને દૂર કરવા રૂપ હાથીનો દોષ વર્ણવેલોછે. તેથી આ ઉપર લખેલ ત્રીજાં ઉદાહરણ પ્રમાણે ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું.

आघ्रातंपरिचुंबितंपरिमुहुर्लीढंपुनश्चर्वितं
त्यक्तंवाभुविनीरसेनमनसातत्रव्यथांमाकृथाः॥
हेसद्रत्नतवैतदेवकुशलंयद्वानरेणादरा
दंतःसारविलोकनव्यसनिना चूर्णीकृतंनाश्मना

કોઈ કવી રત્નને કહેછે કે, હે ઉત્તમ રત્ન! વાંદરાએ તુને હાથમાં લઈ સુંઘ્યું ત્યાં ગંધ ન આવી, ચુંબન કર્યું, વારંવાર ચાટયું અને મોઢામાં નાખી ચગળ્યું તોપણ મોઢામાં કોઈ જાતનો રસ ન આવવથી પૃથ્વી ઉપર ફેંકી નાખ્યું, તેથી તું તારા મનમાં ખેદ ન લાવ. કેમકે આ પદાર્થની

અંદર શું હશે! એમ જાણવા સારૂ પાષાણે કરી તારો ભૂકો ન કરી નાખ્યો એજ તારૂં મોટું ભાગ્ય સમજ.

આ શ્લોકમાં વાનરના ચગળવા રૂપદોષથી રત્નનો ભૂકો ન કરી નાખ્યો એ રત્નને માટે ગુણરૂપે કરીને વર્ણવેલછે. તેથી ઉપર લખેલ ચોથાં ઉદાહરણની પેઠે આ ઉલ્લાસ અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૦ अवज्ञा अलंकार.

ताभ्यांतौयदिनस्यातामवज्ञालंकृतिस्तुसा॥
स्वल्पमेवांबुलभतेप्रस्थंप्राप्यापिसागरं॥
मीलंतियदिपद्मानिकाहानिरमृतद्युतेः॥

કોઈના ગુણદોષથી બીજાને ગુણદોષની પ્રાપ્તિ ન થાય તે, અવજ્ઞા નામનો અલંકાર કહેવાયછે. જેમકે પ્રસ્થ (ચોસઠ રૂપીયા ભાર) પ્રમાણ

વાળું પાત્ર સમુદ્રમાં પડીને પણ થોડાંજ પાણીને પ્રાપ્ત થાયછે. તથા ચંદ્રને દેખીને કમળ બીડાઈ જાયછે, તેમાં તેને (ચંદ્રને) શું હાનિ છે?

આ બે ઉદાહરણમાંના પેહેલા ઉદાહરણમાં સમુદ્રના અપરિમિત જળ રૂપ ગુણથી પ્રસ્થ પ્રમાણવાળાં પાત્રને તેવા ગુણની અપ્રાપ્તિથી આ અવજ્ઞા અલંકાર થયો. અને બીજાં ઉદાહરણમાં કમળના સંકોચરૂપ દોષે કરીને ચંદ્રને તેવા દોષની અપ્રાપ્તિથી અવજ્ઞા અલંકાર થયો.

मदुक्तिश्चेदंतर्मदयतिसुधीभूयसुधियः
किमस्यानाथस्यादलसपुरुषानादरभरैः॥
यथायूनस्तद्वत्परमरमणीयापिरमणी
कुमाराणामंतःकरणहरणंनैवकुरुते॥

કોઈ કવિ કહેછે કે, જો મારી કવિતારૂપ ઉ

કિત ઉત્તમ બુદ્ધિમાન પંડિતોને અમૃતરૂપ થઇ તૃપ્ત કરેછે, તો આળસુ પુરૂષના અનાદરથી આ મારા ઉક્તિનો શું વાળ વાંકો થવાનો છે? આ વાત લોક પ્રસિદ્ધછે કે, અત્યંત મનોહર એવી પણ સુંદરી જેવું જુવાન પુરૂષના મનનુ હરણ કરેછે તેવું બાળકોના મનનું હરણ કરતી નથી!

આ શ્લોકમાં કવિના અને રમણીના ગુણથી આળસુ પુરૂષ અને અજાણબાળકોના હૃદયને આનંદ ન આવવા રૂપ ગુણનો અભાવ વર્ણવેલછે. તેથી આ અવજ્ઞા અલંકારનું ઉદાહરણ થયું,

त्वंचेत्संचरसेवृषेणलघुताकानामदिग्दंतिनां
व्यालैःकंकणभुषणानिकुरुषेहानिर्नहेम्नामपि
मूर्द्धन्यंकुरुषेसितांशुमयशःकिन्नामलोकत्रयी.
दीपस्यांबुजबांधवस्यजगतामीशोसिकिंब्रुमहे॥

કોઈ પુરૂષ મહાદેવને કહેછેકે, હે શંકર!

તમે પોઠીઆ ઉપર બેસીને ઠામોઠામ અથડાઓ છો તે દિગ્ગજના ગૌરવમાં શું ગડબડાટ ઉઠવાનોછે ? અને તમે કાળા સર્પનાં કંકણ કરમાં કમનીય (મનોહર) જાણી કામમાં લાવોછો તેથી કનકની કીર્ત્તિને શું કાળપ લાગવાનીછે ? તેમ તમે મસ્તક ઉપર કલંકથી મલિન ચંદ્રને મુગટમાં મૂકીને મલકાઓ છો તેથી ત્રણ જગતમાં તેજે કરી તમ (અંધારૂં) નો તિરસ્કાર કરનારા તીવ્રકર (સૂર્ય) ના ચિત્તમાં શું તાપ થવાનોછે ? આનો તમે જગતના ઈશ છો માટે તમને કાંઈ કહી શકાય એમ નથી.

આ શ્લોકમાં ઈશ્વરના અનંગીકાર રૂપ અવગુણથી દિગ્ગજાદિકના ગૌરવાદિકમાં અવગુણનો અભાવ વર્ણવેલછે. તેથી આ પણ અવજ્ઞા અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૧ अनुज्ञा अलंकार.

दोषस्याभ्यर्थनानुज्ञातत्रैवगुणदर्शनात्॥
विपदःसंतुनःशश्वद्यासुसंकीर्त्यतेहरिः॥

જેમાં ગુણ દેખાય એવી દોષની અભ્યર્થના કરવી તે અનુજ્ઞા અલંકાર કહેવાયછે, જેમકે, કોઈ હરિભક્ત હરિપાસે પ્રાર્થના કરેછેજે, અમને હમેશ દુઃખ હોજો કે જેમાં તમારૂ સંકીર્તન થઈ શકેછે.

આ ઉદાહરણમાં હરિકીર્તન રૂપી ગુણવાળી વિપત્તિરૂપ દોષની પ્રાર્થનાને લીધે આ અનુજ્ઞા અલંકારનું ઉદાહરણ થયું.

मय्येवजीर्णतांयातुयत्त्वयोपकृतंहरे॥
नरःप्रत्युपकारार्थीविपत्तिमभिकांक्षति॥

હે હનુમાન્! જે તેં મારો ઉપકાર કર્યો તે મારે વિષે જુનો થઈ જાઓ, એટલે તારા પ્રત્યુપકારમાં અસમર્થ થાઓ. કેમકે પ્રત્યુપકાર

ની ઇચ્છાવાળો નર વિપત્તિની આકાંક્ષા કરેછે.

આવી રીતે રામના કહેવાનો ભાવાર્થ એ છેજે, જયારે મને વિપત્તિ પડી ત્યારે તારાં તરફથી મેં ઉપકારની ઇચ્છા રાખી હતી તેમ જયારે તને વિપત્તિ પડે ત્યારે મને તારો પ્રત્યુપકાર કરવાની ફરજ પડે. માટે તને વિપત્તિજ ન હો, એમ કહ્યું.

આ શ્લોકમાં ઉપકાર કરનાર પુરૂષનો પ્રત્યુપકાર ન કરવો તે દોષરૂપછે. તેના અંગીકારથી અર્થાંતર ન્યાસ અલંકારે કરીને ઉપકાર કરનારને વિપત્તિ ન આવવારૂપ ગુણ વર્ણવેલોછે. તેથી આ અનુજ્ઞા અલંકારનું ઉદાહરણ થયું.

व्रजेनभवदंतिकंभक्तिमेत्यपैशाचिक॰

किमित्यमरसंपदःप्रमथनाथनाथामहे॥

भवद्भवनदेहलीविकटतुंडदंडाहति

त्रुटन्मुकुटकोटिभिर्मघवदादिभिर्भूयते॥

કોઈ શિવભક્ત શિવને કહે છેકે, હે ભૂત નાથ ! અમે તો ભૂત થઈને તમ પાસે આવશું, દેવતાની સમૃદ્ધિને શું કામ ઇચ્છીએ. જેઇંદ્રા દિક દેવતાઓ તમારા ઘરનાં દ્વાર પાસે ઉભેલા વક્ર તુંડ નામના તમારા ગણે મારેલા દંડથી ભાંગી પડતા મુગટના અગ્રને ન ગણકારી ત્વરા થી તમારા ચરણમાં આવીને પડેછે.

આ શ્લોકમાં પિશાચ યોનિની પ્રાપ્તિરૂપ દોષની પ્રાર્થનામાં ઇંદ્રાદિક દેવોએ ઇચ્છત સ્થ ળની પ્રાપ્તિરૂપ ગુણ વર્ણવેલોછે તેથી આ અ નુજ્ઞા અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૨ लेश अलंकार.

लेशःस्याद्दोषगुणयोर्गुणदोषत्वकल्पनं॥

अखिलेषुविहंगेषुहंतस्वच्छंदचारिषु॥

शुकपंजरबंधस्तेमधुराणांगिरांफलं॥

ગુણને દોષ કલ્પવો અને દોષને ગુણ કલ્પવો તે લેશ અલંકાર કહેવાયછે. જેમકે, કોઈપુરૂષ ખેદ કરીને પોપટને કહેછે જે, હે પોપટ! બીજાં પક્ષીઓ પોતાની ખુશીપ્રમાણે પૃથ્વી ઉપર ફરે ચરેછે અને તું જે પાંજરામાં બંધાયો તે તારી મીઠી વાણીનું ફળ તનેપ્રાપ્ત થયું છે.

આ શ્લોકમાં વિદ્વાન હોવાથી અત્યંત પ્રિય પોતાનો પુત્ર રાજ્યના કામ ચલાવવાના સ્થળમાં ઘણીવાર રોકાતાં તેના દર્શનની ઉત્કંઠાવાળા ઘેર રહેલા રાજાનું આ પોપટના ઉદ્દેશથી વચનછે. તેના પ્રથમાર્દ્ધમાં બીજા પક્ષીઓના મધુર બોલતાં ન આવડવારૂપ દોષને ખુશી પ્રમાણે હરવા ફરવાનું કારણ ઠરાવી ગુણરૂપ વર્ણવેલછે. અને ઉત્તરાર્દ્ધમા પોપટના

મધુર વચન બોલનારા પણાંરૂપ ગુણને પંજર
બંધનું કારણ ઠરાવી દોષરૂપ કલ્પેલો છે. તેથી
લક્ષણને અનુસારે આ લેશ અલંકારનું ઉદાહ
રણ થયું.

मंतःसच्चरितोद्यव्यसनिनःप्रादुर्भवद्यंत्रणाः
सर्वत्रैवजनापवादचकिताजीवंतिदुःखंसदा॥
अव्युत्पन्नमतिःकृतेननसतानैवासताव्याकुलो
युक्तायुक्तविवेकशून्यहृदयोधन्योजनःप्राकृतः॥

કોઈ પુરૂષ કહેછેકે, સદાચરણનું વ્યસન
રાખનારા અને જગતમાં પોતાની નિંદાથી ડર
નારા સત્પુરૂષો પોતાના મનની ખુશી પ્રમાણે
ન ચાલી શકવાને લીધે હમેશ દુઃખથીજ જીવે
છે. માટે હું એમ જાણુંછું કે, આ સત્પુરૂષ
કરતાં પ્રાકૃતજન (અસત્પુરૂષ) ધન્યછેકે, અવ્યુ
ત્પન્ન હોવાથી જેને આ કામ કરવા લાયક કે

આ કામ કરવા લાયક નથી એવો વિચાર કર ફરજ પડતીનથી. તેમ સારૂં નરતુ કામ કરવા માં અંચકાવું પડતું નથી.

આ શ્લોકમાં સત્પુરૂષના સદાચરણ રૂપ ગુણને દુઃખથી જીવવાનો હેતુ ઠરાવી દોષરૂપ વર્ણવ્યોછે અને અસત્પુરૂષના સ્વેચ્છાચારી પણાં રૂપ દોષને સારૂં નરતું કાર્ય કરતાં આંચકો ન ખાવામાં કારણ ઠરાવી ગુણરૂપ વર્ણવ્યોછે. તેથી આ લેશ અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૩ मुद्रा अलंकार.

सूच्यार्थसूचनंमुद्राप्रकृतार्थपरैःपदैः॥
नितंबगुर्वीतरुणीदृग्युग्मविपुलाचसा॥

પ્રકૃત અર્થ (ચાલતા અર્થ) ને કહેનારાં પદથી સૂચવવા લાયક અર્થની સૂચના કરવી તે મુદ્રા અલંકાર કહેવાયછે. જેમકે, તે વર્ણન કરવા લાયક સ્ત્રી નિતંબ ભાગમાં ગુરૂતા વાળી તથા

એ નેત્રમાં વિશાળતા વાળીછે.

આ શ્લોકમાં સ્ત્રીનું વર્ણન પ્રકૃતછે તેનાં વિશેષણથી આ શ્લોકનો યુગ્મ વિપુલા નામનો અનુષ્ટુપ છંદનો ભેદ જે ગુંથેલોછે તેની પણ સૂચના આપીછે. તેથી આ મુદ્રા અલંકારનું ઉદાહરણ થયું.

शान्तिन्यायप्रवृत्तस्यतिर्यंञ्चोपिसहायतां॥
अपंथानंतुगच्छंतंसोदरोपिविमुंचति॥

ન્યાયને રસ્તે ચાલનાર પુરૂષને પશુ પક્ષ્યાદિ પણ મદદ કરેછે, અને અન્યાય માર્ગમાં ડગલાં ભરનારને સગો ભાઈપણ મૂકી આપેછે.

આ અનર્ઘ રાઘવના પ્રારંભમાં સૂત્રધારનાં વચનથી સઘળું રાવણનું વૃત્તાંત સૂચવેલુછે. તેથી આ મુદ્રા અલંકારનું ઉદાહરણ થયું.

## ७४ रत्नावली अलंकार.

क्रमिकंप्रकृतार्थानान्यासंरत्नावलींविदुः॥
चतुरास्यःपतिर्लक्ष्म्यासर्वज्ञस्त्वंमहीपते॥

પ્રકૃત અર્થનો ક્રમથી ઉપન્યાસ કરવો તે રત્નાવલી અલંકાર કહેવાયછે. જેમકે, કોઇ કવિ રાજાને કહેછેજે, હે રાજા ! તું ચતુરાસ્ય (બ્રહ્મા અને સુઘડ વચન બોલનારાં મુખવાળો છો, લક્ષ્મી પતિ (વિષ્ણુ અને રાજ લક્ષ્મીને પાળનારો) છો, અને સર્વજ્ઞ (શંકર તથા સર્વવાતને જાણનાર) છો.

આ શ્લોકમાં ચતુરાસ્યાદિ પદે કરીને વર્ણન કરવા લાયક રાજાનું બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણું જણાયછે. તેથી પ્રસિદ્ધ રીતે ભેળા બોલાતા બ્રહ્મા, વિષ્ણુ અને હમેશનું ક્રમે કરીને સ્થાપન કરવાથી આ રત્નાવલી અલંકારનું ઉદાહરણ થયું.

रत्याप्तप्रियलांछनेकाठिनतावासेरसालिंगिते
प्रल्हादैकरसेक्रमादुपचितेभूभृद्गुरुत्वापहे॥
कोकस्पर्द्धिनिभोगभाजिजनितानंगे
खलीनोन्मुखे
भातिश्रीरमणावतारदशकंबालेभवत्याःस्तने॥

કોઈ કવિ નાયિકાનાં સ્તનદ્વય જોઈ ખુશી થવાથી તેને કહેછેકે, હે સુંદરી ! તારા સ્તનમાં દશ અવતાર મને ભાસેછે. કેમકે તારાં સ્તન. રત્યાપ્તપ્રિય લાંછન (સંભોગ સમયે પતિ તરફથી નખક્ષતાદિ ચિન્હવાળાં), કઠિનતા વાસ (કઠિનતા પણાંને રહેવાની જગો), રસાલિંગિત (પતિએ રસથી મર્દન કરેલ), પ્રલ્હાદૈકરસ (શૃંગાર રસના આનંદને આપનાર) ક્રમાદુપચિત (ક્રમથી વધેલૂંભૂલાં), દ્રુરૂત્વાપહ (પર્વતની ગુરૂતાને

હણનાર), ભોગભાક્ (શરીરમાં રહેનાર), જનિતા નંગ (કામદેવને ઉત્પન્ન કરનાર), અને ખલીનો ન્મુખ (કામી પુરૂષોને આસકિત ઉત્પન્ન કરનારાં) જેમછે તેમ ભગવાનના અવતાર પણ શાસ્ત્ર સિદ્ધ ક્રમથી રત્યાપ્ત પ્રિયલાંછન (રતિએ પમાએલ જે કામ તેનું લાછન મત્સય ૧), કઠિનતાવાસ (પીઠ કઠણ હોવાથી કઠિનતાને રહેવાનું સ્થળ કન્છપ એટલે કાચબો ૨) રસાલિંગિત (પૃથ્વી એ પોતાના ઉદ્ધાર કાળમાં આલિંગન કરાચેલ વરાહ ૩), પ્રલ્હાદૈકરસ (પ્રલ્હાદનામના દૈત્યપુત્ર ૨૫૨ પ્રીતિ રાખનાર નૃસિંહ ૪), ક્રમાદુપચિત (પ્રથમ નાનકડું રૂપ દેખાડી પછી વધેલા વામન જી ૫), ભૂભૃદુરૂત્વાપહ (રાજાઓની મોટાઇને હણનાર પરસુરામ ૬), કોકસ્પર્દ્ધિ (સીતાના વચોગથી આતુરપણાંને લીધે કામનાં ઉદ્દીપન વિભાવના રૂપ ચક્રવાક પક્ષીને શાપ દેનાર રામ ૭), ભોગભાક્ (અંગના વિરોધી મૈન ભોગ

ત્યાગાદિને ઉપજાવનારા બુદ્ધ ૯) અને ખલીના મુખ (ઘોડા ઉપર બેસી તેની વાઘ હાથમાં લઇ કળિયુગનો નાશ કરી યુગને પ્રવર્ત્તાવનારા કલ્કી ૧૦) છે.

આ શ્લોકમાં શાસ્ત્ર સિદ્ધ ક્રમથી ભગવાનના દશ અવતાર સ્ત્રીના સ્તનમાં શ્લેષથી વર્ણવેલછે. માટે આ પણ લક્ષણાનુ સાર રત્નાવળી અલંકારનું ઉદાહરણ થયું.

लीलाब्जानांनयनयुगलद्राघिमादत्तपत्रः
कुंभावैभौकुचपरिकरःपूर्वपक्षीचकार॥
भ्रूविभ्रांतिर्मदनधनुषोविभ्रमानन्ववादि
वक्त्रज्योत्स्नाशशधररुचंदूषयामासयस्याः॥

કોઈ કવિ નાયકાનું વર્ણન કરેછેકે, જે નાયકાના બે નેત્રની દીર્ઘતાએ શ્યામ કમળને વિદાયગિરીની ચીઠી આપેલછે, એટલે તેને અનુ

પયુક્ત કરાવેલછે. જેનાં સ્તનદ્વયે હસ્તિના કુંભ સ્થળને પૂર્વપક્ષી કરાવેલછે, એટલે જેનાં સ્તનદ્વય તેથી અધિક શોભેછે. જેના કટાક્ષ વિક્ષેપ કામ દેવના ધનુષના સ્ફુરણને અનુવાદ કરેછે, એટલે તે સરખા શોભેછે અને જેના મુખની કાંતિ ચંદ્રમાની કાંતિમાં દૂષણ દેછે. એટલે તેથી અધિક શોભેછે.

આ શ્લોકમાં પત્ર પ્રદાન આદિક બુધ જનની રીતિથી પ્રસિદ્ધ ક્રમે કરીને સ્ત્રીના અવયવોમાં વર્ણવેલછે. તેથી આ રત્નાવળી અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૯ તદ્ગુણ અલંકાર.

**तद्गुणःस्वगुणत्यागादन्यदीयगुणग्रहः॥**

**पद्मरागायतेनासामौक्तिकंतेधरात्विषा॥**

પોતાના ગુણનો ત્યાગ કરી બીજાના

ગુણનું ગ્રહણ કરવું તે તદ્ગુણ અલંકાર કહેવાયછે. જેમકે, નાયક નાયકાને કહેછેજે, હે સુંદરી! તારા ઓષ્ઠની કાંતિથી તારી નાસિકામા રહેલું મોતી લાલ મણિ જેવું શોભેછે.

આ શ્લોકમાં મોતીએ પોતાનો શ્વેત ગુણ ત્યાગ કરીને ઓષ્ઠનો રાતો ગુણ ગ્રહણ કર્યો એમ કહેલું છે. તેથી આ તદ્ગુણ અલંકારનું ઉદાહરણ થયું.

वीरत्वद्रिपुरमणीपरिधातुंपल्लवानिसंस्पृश्य॥ नहरतिवनभुविनिजकररुहरुचिरचितानिपांडुपत्रधिया॥

કોઈ કવિ રાજાનું વર્ણન કરેછે કે, હે શૂરવીર રાજન્! તમારા શત્રુની સ્ત્રીઓ ઘાઘરાના અભાવથી પાંદડાંઓનો ઘાઘરો કરવા માટે વનમાં પાંદડાંઓનો જયાં સ્પર્શ કરેછે ત્યાં નખ

ની કાંતિએ કરીતે તે પાદડાં શ્વેત થઈ જાય છે. તેથી આ સુકાઈ ગયેલાં પત્રછે એમ જાણી તેને લેતી નથી. અર્થાત નમ્ર રઝળેછે.

આ શ્લોકમાં પત્ર પોતાના નીલ ગુણનો ત્યાગ કરી નખના શ્વેત ગુણને ગ્રહણ કરેછે, એમ કહેવાથી આ તદ્ગુણ અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૬ पूर्वरूप अलंकार.

पुनःस्वगुणसंप्राप्तिःपूर्वरूपमुदाहृतं॥
हरकंठांशुनीलोपिशेषस्त्वद्यशसासितः॥

પોતાના ગુણનો ત્યાગ કરીને પાછી પોતાના ગુણની પ્રાપ્તિ તે પૂર્વરૂપ અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ કવિ રાજાને કહેછેજે, હે રાજન મહાદેવે પોતાના ગળામાં પહેરેલો શેષ પોતાના શ્યામ કંઠના કિરણોથી શ્યામ થઈગયેલ હતો તો પણ તારા યશથી પાછો શ્વેત

થઇ ગયેલછે.

આ શ્લોકમાં શેષ નાગ સ્વભાવથીજ શ્વેત છતાં મહાદેવના કંઠના સંબંધથી શ્યામ થઇ પાછો રાજાના યશથી શ્વેત થયો એમ કહેલ હોવાથી આપૂર્વરૂપનાં નામના અલંકારનું ઉદાહરણ થયું.

विभिन्नवर्णागरुडाग्रजेनसूर्यस्यरथ्याः
परितःस्फुरंत्या॥
रत्नैःपुनर्यत्ररुचारुचंस्वामानिन्यिरेवंशक
रीरनीलै ॥

માઘ કાવ્યમાં આ ગિરનારના વર્ણનનો શ્લોકછે કે, પ્રથમ ગરૂડના મોટા ભાઇ અરૂણ ની રક્ત કાંતિથી રક્ત થઇ ગયેલા સૂર્યના ઘો ડા જે ગિરનાર પર્વતમાં લીલા વાંસની ટોચી જેવા નીલમણિની કાંતિથી પાછા પોતાની સ્વા

ભાવિક નીલકાંતિને પામેછે.

આ શ્લોકમાં પણ પ્રથમ સ્વભાવથી નીલ રંગ વાળા સૂર્યના ઘોડાછતાં અરૂણની રક્ત કાંતિથી રક્ત થઈ પાછા ગિરનાર પર્વતમાં રહેલાં નીલ રત્નની કાંતિથી નીલ થયા એમ કહેલુંછે. તેથી આ પણ પૂર્વરૂપ નામના અલંકારનું ઉદાહરણ થયું.

पूर्वावस्थानुवृत्तिश्चविकृतेसतिवस्तुनि॥
दीपेनिर्वापितेप्यासीत्कांचीरत्नैर्महन्महः॥

વસ્તુ ગયે સતે પણ તે વસ્તુના વખતની અવસ્થાની પાછી અનુવૃત્તિ (પાછું આવવું) તે પણ પૂર્વરૂપ અલંકાર કહેવાયછે. જેમકે, સંભોગને વખતે અવશ્ય ઉપયોગી દીપ ઠરી ગયે પણ નાયિકાની કટિમેખળામાં રહેલાં રત્નની કાંતિથી મોટું અજવાળું થયું.

આ શ્લોકમાં અજવાળું કરનાર દીપનો

અભાવ થયે પણ કટિમેખલાનાં રત્નની કાંતિથી અજવાળાંનો પાછો સદ્ભાવ (રહેવું) વર્ણવવાથી લક્ષણ પ્રમાણે આ પૂર્વરૂપ અલંકારના બીજા ભેદનું ઉદાહરણછે.

द्वारंखड्गिभिरावृतंबहिरपिप्रस्विन्नगंडैर्गजै
रंतःकंचुकिभिःस्फुरन्मणिधरैरध्यासि
ताभूमयः॥
आक्रांतंमहिषीभिरेवशयनंत्वद्विद्विषांमंदिरे
राजन्सैवचिरंतनप्रणयिनी
शून्येपिराज्यस्थितिः॥

કોઈ કવિ રાજાને કહેછેકે, હે રાજન્! તેં તારા શત્રુનાં મંદિર ઉજડ કરી નાખ્યાં તો પણ તેમાં આગળ પ્રમાણે રાજ્યની સ્થિતિ દેખાયછે. કેમકે હમણાં પણ તેના મંદિરનાં દ્વાર બહારની જમીન ખડ્ગી (ખડ્ગને ધારણ કરનાર

પુરૂષો અને ગેંડા) થી અને મદોન્મત્ત હાથીથી વીંટાએલછે, અંદરની જમીન પ્રકાશવાળા મણિ ને ધારણ કરનાર કંચુકી ( નાંજર અને સર્પ ) થી વીંટાએલછે અને તે મંદિરોમાં રહેલાં શય નસ્થળ મહિષીઓ (પટરાણીઓ અને અરણ્ય પાડાની સ્ત્રીઓ) થી દબાયલાંછે.

આ શ્લોકમાં રાજ્ય સ્થિતિનાં સાધન પાયમાલ થયે પણ શ્લેષથી પાછી તેની તે સ્થિતિ વર્ણવેલીછે. તેથી આ પૂર્વ રૂપના બીજા ભેદનું ઉદાહરણ થયું.

## ૭૭ अतद्गुण अलंकार.

संगतान्यगुणानंगीकारमाहुरतद्गुणं॥
चिरंरागिणिमच्चित्तेनिहितोपिनरज्जसि॥

પોતાસાથે સંબંધ પામેલા બીજા પદાર્થના ગુણનો અંગીકાર ન કરવો તે અતદગુણ અલં

કાર કહેવાયછે. જેમકે, નાયિકા નાયકને કહેછેકે, હે નાયક! રાગ (પ્રીતિ અને રંગ) વાળાં મારા ચિત્તમાં ઘણા દિવસ તને રાખ્યો તો પણ તું રાગવાળો થતો નથી.

આ શ્લોકમાં પોતાસાથે સંબંધ રાખનાર રાગવાળાં નાયિકાના ચિત્તનો ગુણ નાયકે ગ્રહણ ન કર્યો, એમવર્ણનછે તેથી આ અતદ્ગુણ અલંકારનું ઉદાહરણ થયું.

गंडाभोगेविहरतिमदैःपिच्छलेदिग्गजानां
वैरिस्त्रीणांनयनकमलेष्वंजनानिप्रमार्ष्टि॥
यद्यप्येषाहिमकरकराद्वैतसौवस्तिकीते
कीर्त्तिर्दिक्षुस्फुरतितदपिश्रीनृसिंहक्षितींद्र॥

કોઈ કવિ નૃસિંહ નામના રાજાને કહેછે કે, હે શ્રી નૃસિંહ ક્ષિતીંદ્ર! તારી કીર્ત્તિ દિગ્ગજોના મદજળથી શ્યામ થયેલા ગંડસ્થળ ઉપર

રમણ કરેછે અને તારા શત્રુની સ્ત્રીઓના નેત્ર આં રહેલ કાજળને લુવેછે તો પણ સર્વ દિશા ઓમાં ચંદ્રમાની કાંતિ સરખી ધોળી દેખાયછે.

આ શ્લોકમાં કવિ સંપ્રદાયથી શ્વેત ગુણ વાળી કીર્ત્તિ એ શ્યામ પદાર્થનો સંબંધ કર્યો નો પણ તેના ગુણને ગ્રહણ ન કર્યો એમ કહે લું છે, તેથી, આ પણ અતદ્ગુણ અલંકારનું ઉદા હરણ થયું.

## ૭૮ अनुगुण अलंकार.

प्राक्सिद्धस्वगुणोत्कर्षोनुगुणःपरसन्निधेः॥
नीलोत्पलानिदधतेकटाक्षैरतिनीलतां॥

પરના સન્નિ ધાનથી એટલે આગળ રહે વાથી પ્રથમથીજ રહેલા પોતાના ગુણનો ઉત્કર્ષ જ્યાં વર્ણવાય ત્યાં અનુગુણ નામનો અલંકાર થાયછે. જેમકે કાન ઉપર રહેલાં શ્યામ કમળ કટાક્ષનાં સન્નિધાનથી અતિશ્યામ પણાંને ધારણ

કરે છે.

આ શ્લોકમાં કમળમાં પ્રથમથીજ રહેલો નીલગુણ કટાક્ષનાં સન્નિધાનથી અભિવૃદ્ધિ પામ્યો એમ કહેલ છે, તેથી આ અનુગુણ અલંકારનું ઉદાહરણ થયું.

कपिरपिचकापिशायन
मदमत्तोवृश्चिकेनसंदष्टः॥
अपिचापिशाचग्रस्तःकिंब्रूमोवैकृतंतस्य॥

જે જાતથી વાનરછે, વળી મદ્યપાન કર્યુંછે, વીંછીએ કરડેલો અને પિશાચથી ગ્રસ્તછે. તેની વિકૃતિનું શું વર્ણન કરવું !

આ શ્લોકમાં જાતિથીજ સ્વતઃ સિદ્ધ વિકૃતિનો મદ્યપાનાદિથી વાનરમાં ઉત્કર્ષ વર્ણવેલોછે. તેથી આ અનુગુણ અલંકારનું ઉદાહરણ થયું.

## ૭૯ मीलित अलंकार.

मीलितंयदिसादृश्याद्भेदएवनलक्ष्यते॥

**रसोनालक्षिलाक्षायाश्चरणेसहजारुणे॥**

જ્યારે સદશ પણાંને લીધે બે પદાર્થનો ભેદ ન જણાય ત્યારે મીલિત નામનો અલંકાર થાયછે. જેમકે, નાયિકાના સ્વભાવથીજ રક્ત ચરણમાં રક્ત કરવા ચોપડેલો લાખનો રસ દેખાતો નથી.

આ શ્લોકમાં ચરણની અને લાક્ષા રસની રક્તતાના ભેદનો અભાવ વર્ણવેલોછે. તેથી આ મીલિત અલંકારનું ઉદાહરણ થયું.

**मल्लिकामाल्यभारिण्यःसर्वांगीणार्द्रचंदनाः॥**
**क्षौमवत्योनलक्ष्यंतेज्योत्स्नायामभिसारिकाः॥**

ચાંદની રાત્રિમાં ચાલી જાતી ચંચલ નયનાને ચર્ચિત ચંચનાદિકની ચમકથી કિંચિત પરખી ચતુર નર ચિત્તમાં વિચારેછેકે, મલ્લિકાના પુષ્પને ધારણ કરનારી, સર્વ અંગમાં શ્વેત ચંદનથી ચર્ચિત અને શ્વેત હીરનાં વસ્ત્રથી

વીંટાયલી આ અભિસારિકા નાયિકાઓ ચંદ્રમા ની કાંતિસાથે એક રૂપ થઇ જવાથી જુદરૂપે દેખાતીઓ નથી.

આ શ્લોકમાં ચંદ્રમાની કાંતિ અને શ્વેત અલંકારને ધારણ કરનારી અભિસારિકાઓનો શ્વેત ગુણની સમતાને લીધે ભેદનો અનિશ્ચય વર્ણવેલોછે. તેથી આ મીલિત અલંકારનુ ઉદાહરણ થયું.

## ૮૦ सामान्य अलंकार.

सामान्यंयदिसादृश्याद्विशेषोनोपलक्ष्यते॥

पद्माकरप्रविष्टानांमुखंनालक्षिसुभ्रुवां॥

જ્યારે સદૃશ પણાને લીધે પદાર્થમાં વિશેષ (ભેદ) ન જાણવામાં આવે ત્યારે સામાન્ય અલંકાર થાયછે. જેમકે, પદ્મ સમૂહમાં પેઠેલી સ્ત્રીઓનાં મુખ જુદાં જાણાતાં નથી.

આ શ્લોકમાં કમળ અને નાયિકાના મુખ

ની સમતાને લીધે તે બન્નેનો ભેદ જણાતો નથી એમ કહેલું છે. તેથી આ સામાન્ય અલંકારનુ ઉદાહરણ થયું.

रत्नस्तंभेषुसंक्रांतैःप्रतिबिंबशतैर्वृतः॥
लंकेश्वरःसभामध्येनज्ञातोवालिसूनुना॥

રત્ન સ્તભમાં પડેલાં સેકડો પોતાનાં પ્રતિ બિંબથી વીંટાયલો રાવણ સભામાં અંગદે આ રાવણછે એમ ઓળખી શકાયો નહિ.

આ શ્લોકમાં બિંબ પ્રતિબિંબની સમતાને લીધે બિંબરૂપ રાવણ ઓળખી શકાયો નહિ એમ કહેલછે આ સામાન્ય અલંકારનું ઉદાહરણ થયું.

મીલિત અલંકાથી સામાન્ય અલંકારનો ભેદ એ છે કે, મીલિત અલંકારમાં એક સાથે બીજાના ભેદનું ન ભાસવું કહેલછે. અને સામાન્ય અલંકારમાંતો જુદુંરૂપ ભાસતાં છતાંપણ

જુદો પાડનાર કોઈ વિશેષ દખાતો નથી એમ કહેલું છે.

८१—८२ उन्मीलिततथाविशेषक अलंकार.

भेदवैशिष्ट्ययोःस्फुर्त्तावुन्मीलितविशेषकौ॥
हिमाद्रिंत्वद्यशोमग्नंसुराःशीतेनजानते॥
लक्षितान्युदितेचंद्रेपद्मानिचमुखानिच॥

મીલિત અલંકારના ન્યાયથી ભેદનો અનિશ્ચય થયે કોઈ કારણને લીધે ભેદ જણાવાથી મીલિત પ્રતિદ્વંદ્વી (મીલિતથી ઉલટો) ઉન્મીલિત અલંકાર થાયછે તેમજ સામાન્ય અલંકારની પેઠે પ્રથમ વિશેષનું ન જણાવું પ્રાપ્ત થયે કોઈ કારણને લીધે પછી વિશેષ જણાય તે વિશેષક અલંકાર કહેવાયછે. તે બન્નેનાં ઉદાહરણ અનુક્રમથી નીચે પ્રમાણે,—

તારા યશમાં ડુબી ગયેલ હિમાલય પર્વ

તને દેવતાઓ શીતળતાથી જાણી શકેછે.

આ ઉદાહરણમા મીલિતની રીતે યશ અને હિમાલય પર્વતનું મળવું વર્ણવી શીતળતાથી હિમાલયનો ભેદ બતાવેલોછે. તેથી લક્ષણ પ્રમાણે આ ઉન્મીલિત અલંકારનું ઉદાહરણ થયું.

પ્રથમ એક રૂપ જણાતાં કમળ અને નાયિકાના મુખનો ભેદ ચંદ્ર ઉગ્યે જણાયો. કેમકે સૂર્ય વિકાસી કમળ ચંદ્ર ઉગ્યે સંકોચાઈ જાયછે.

આ ઉદાહરણમાં સાદૃશ્ય ગુણથી એક રૂપ લાગતાં જુદાં જુદાં મુખ અને કમળનો ભેદ ચંદ્રઉગ્યે કમળ સંકોચાવાથી બતાવેલોછે. તેથી આ વિશેષક અલંકારનું ઉદાહરણ થયું.

नृत्यद्भर्गाट्टहासप्रचुरसहचरैस्तावकीनैर्यशोभि

र्धावल्यंनीयमानेत्रिजगतिपरितः

श्रीनृसिंहक्षितींद्र॥
नेद्दग्यद्येषनाभीकमलपरिमलप्रौढि
मासादयिष्य
द्देवानांनाभविष्यत्कथमपिकमला
कामुकस्यावबोधः॥

કોઈ કવિ કહેછેકે, હે નૃસિંહ નામના રાજેંદ્ર! નૃત્ય કરતા શંકરના અટ્ટહાસ સદૃશ તારા યશથી ત્રણ જગત ધવલ (ધોળાં) કરાણાં તે વખતે ધવલ થઇ ગયેલ કમલા કાંત (નારાયણ) જો પોતાનાં નાભિસ્થળમાં કમળની સુગંધીને ધારણ ન કરત તો દેવતાઓ તેને ઓળખી ન શકત.

આ શ્લોકમાં નૃસિંહ રાજાના યશથી ધવલ થયેલ ત્રણ જગતમાં ધોળા થઇને મળી ગયેલ શ્યામ મૂર્તિ નારાયણ નાભિ કમળન

સુગંધીથીજ દેવતાઓએ જુદા કરી ઓળખાયા એમ કહેલુંછે. તેથી આ ઉપર કહ્યા પ્રમાણે ઉન્મીલિત અલંકારનું ઉદાહરણ થયુ.

काकःकृष्णःपिकःकृष्णःकोभेदःपिककाकयोः॥
वसंतसमयेप्राप्तेकाकःकाकःपिकःपिकः॥

કાક (કાગડો) અને કોકિલ કાળા રંગથી સરખાછે તે બન્નેમાં કોઈ જાતનો વર્ણથી ભેદ જાણાતો નથી. પણ જ્યારે વસંતઋતુ પ્રાપ્ત થાય ત્યારે કોકિલનો મધુરસ્વર હોવાથી કાગડો કાગડા રૂપે અને કોકિલ કોકિલરૂપે ઓળખાયછે.

આ શ્લોકમાં કાળા રંગથી સરખા વ્યક્તિથી જુદા કાક ને કોકિલનો ભેદ વસંતને વખતે જણાયછે. એમ કહેલું તેથી આ વિશેષક અલંકારનું ઉદાહરણ થયું.

वाराणसीवासवतांजनानांसाधारणेशंकरलांछनेपि॥

पार्थप्रहारव्रणमुक्तमांगंप्राचीनमीशंप्रकटी
करोति॥

કાશીમાં રહેનાર મનુષ્યોને મરણ સમય માં શંકરનું રૂપ પ્રાપ્ત થાય છે તેથી ત્રિલોચન આદિ ચંદ્રશેખર લગી શંકરનાં ચિન્હ સર્વેને સમાન હોયછે. તોપણ અર્જુનના પ્રહારથી ખાડાવાળુ મસ્તક જુના શંકરને જુદા પાડેછે.

આ શ્લોકમાં શંકરનાં ચિન્હથી પ્રથમ સરખા દેખાતા સર્વ શંકર રૂપ માણસોથી ખાડા વાળુ મસ્તક જુના શંકરને જુદા પાડેછે એમ ભેદ વર્ણવેલોછે તેથી આ પણ વિશેષક અલંકારનું ઉદાહરણ થયું.

## ૮૩ उत्तर अलंकार.

किंचिदाकूतसहितंस्याद्गूढोत्तरमुत्तरं॥
यत्रासौवेतसीपांथतत्रेयंसुतरासरित्॥

કાંઈક ગૂઢ અભિપ્રાયવાળો જવાબ દેવો તે ઉત્તર નામનો અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ વટેમાર્ગુએ નદીએ નાવાધોવા આવેલી ઓરત ને નદી ઉતરવાનો આરો પૂછયો ત્યારે તેમાં કામનાવાળી થયેલ નાયિકા કહેછેકે, હે વટેમાર્ગુ! જે સ્થાનકે આ નેતરનો નિકુંજ રહેલોછે ત્યાં થી આ નદી તરવી સહેલીછે.

આ શ્લોકમાં જે ઓરતે ઉત્તર આપ્યો તેમાં એવો અભિપ્રાય રહેલોછેકે. કોઈની નજર ન પડે એવાં આ સ્થળમાં મારી સાથે રમણ કરીને પછી નદી ઉતરી જા તેથી આ લક્ષણ પ્રમાણે ઉત્તર અલંકારનું ઉદાહરણ થયું.

**ग्रामेस्मिन्प्रस्तरप्रायेनाकिंचित्पांथविद्यते॥**

**पयोधरोन्नतिंदृष्ट्वावस्तुमिच्छासिचेद्वस॥**

બીછાનાની યાચના કરનાર વટેમાર્ગુ પ્રત્યે આ ઓરતની ઉકિતછેકે, હે મુસાફર! પ્રસ્તર

ભાય (ઘણા પાણાવાળું અને બે ખબરાં મનુ ષ્યોવાળું) આ ગામમાં કાંઈ પણ (ઓઢવા પાથરવાનું અને આપણાં બેના સમાગમ ને અટકાવનારૂં) નથી. માટે પયોધર (મેઘ અને મારા સ્તન) નું ઉંચાપણું જોઈને આહીં રાત રહેવાની ઈચ્છા કરતો હોતો ભલે રહે.

આ શ્લોકમાં વટેમાર્ગુ મત્યે ઓરતે આ પેલો ઉત્તર પોતાને તે સાથે સંભોગ સુખ લેવાના અભિપ્રાયવાળોછે. તેથી આ ઉપર પ્રમાણે ઉત્તર અલંકારનું ઉદાહરણ થયું. આ ઉદાહરણમાં ફકત ઉત્તરજ દાખલ કરેલ પ્રશ્ન ઉપરથી લેવાયછે. હવે જે ઉદાહરણમાં પ્રશ્ન પણ દાખલ કરેલછે તે નીચે પ્રમાણે,—

कुशलंतस्याजीवतिकुशलंपृच्छामिजीवती

त्युक्तं॥

पुनरपितदेवकथयस्मिृतानुकथयामिया

श्वसिति॥

પ્રથમ ઈર્ષ્યાથી માન કરીને પછી તાપ પામેલી નાયિકાની પોતા પાસે આવેલી સખી પ્રત્યે નાયકનું આ પ્રશ્નછે. કે, હે સખી! તે નાયકા કુશળ છે? ત્યારે સખી ઉત્તર આપે છે કે, તે નાયકા જીવેછે. સખીએ જીવેછે એવો જવાબ આપ્યો તેમાં એવો અભિપ્રાય રહેલોછેકે જયાં સૂધી તે જીવેછે ત્યાં સૂધી તમ વિના તેનું કુશળ કયાંથી હોય? ત્યાં નાયકે જાણ્યું કે મેં પૂછ્યું બીજું અને સખીએ જવાબ બીજો આપ્યો એમ જાણીને નાયક ફરીથી કહેછે કે, હું જીવવાનું પૂછતો નથી હું તો તેનું કુશળ પૂછું છું તે કહે. તમે જે પૂછ્યું તેનો જવાબ મેં તે જીવેછે એમ કહેવાથી આપેલો છે એમ ફરીથી સખીએ કહ્યું. આવું સખીનું કહેવું સાંભળીને તેનો અભિપ્રાય ખુલ્લો કરવા માટે નાયકે સખીને કહ્યું કે, વળી એનું એ કહે

છે ? ત્યારે સખી પોતે આપેલ ઉત્તરનો અભિપ્રાય નાયકને કહેછેકે, જ્યારે હું તમ પાસે આવી ત્યારે તે શ્વાસ લેતી હતી તેને હું મરી ગઈ એમ કેમ કહું ? આમ સખીના કહેવાનો અભિપ્રાય એછેકે જ્યારે તે નાયિકા મરણ પામે ત્યારે તમારા સમાગમ વિના કુશળનો અનુભવ કરે એમછે. માટે તમે ત્યાં જલદી પધારો. એ રહસ્ય નાયકને સખીએ આ પ્રસંગમાં સૂચવેલછે.

આ શ્લોકમાં પ્રશ્ન અને ઉત્તર બેય કહેલાછે. અને ઉત્તરમાં અભિપ્રાય પણ રહેલોછે. તેથી આ નિબદ્ધ પ્રશ્ન ઉત્તર અલંકારનું ઉદાહરણ થયું.

प्रश्नोत्तरांतराभिन्नमुत्तरंचित्रमुच्यते॥

केदारपोषणरताःकेखेटाःकिंचलंवयः॥

પ્રશ્નથી નહિ જુદો તથા આપેલા ઉત્ત

રથી નહિ જુદા ઉત્તર આપવાથી ચિત્ર નામનો અલંકાર થાયછે. જેમકે, સીના પોષાણુ માત્રમાં આસક્તિ વાળા કોણછે ? આ પ્રશ્ન વાકય ( केदारपोषणरताः )માંથીજ ઉત્તર નિકળેછે કે, કેદાર (કયારા) નું પોષાણ કરનાર ખેડુત લોકો.

આ પ્રશ્નથી અભિન્ન ઉત્તર થવાથી ચિત્ર અલંકાર થયો. હવે ઉત્તરાંતરા ભિન્ન ઉત્તરવાળા ચિત્ર અલંકારનું ઉદાહરણ છેલ્લા પાદથી બતાવેલુંછે તે નીચે પ્રમાણે,—

આકાશમાં ફરનાર કોણછે ? અને ચંચલ શુ છે ? એવાં બે પ્રશ્નનો ઉત્તર वयः એમ આપેલછે. તેનોઅર્થ પક્ષી અને અવસ્થા એ રીતે ક્રમથી થાયછે. તેથી આ ઉત્તરાંતરા ભિન્ન એટલે બીજા ઉત્તરથી નહિ જુદા ઉત્તર વાળા ચિત્ર અલંકારનું આ ઉદાહરણ થયું.

## ८४ सूक्ष्म अलंकार.

सूक्ष्मंपराशयाभिज्ञेतरसाकूतचेष्टितं॥
मयिपश्यतिसाकेशैःसीमंतमणिमावृणोत्॥

આગલાના અભિપ્રાયને જાણનારની તે વિષે ઉત્સાહથી જે કાંઈ ચેષ્ટા તે સૂક્ષ્મ અલંકાર કહેવાયછે. જેમકે, કોઇ પુરૂષ પોતાના મિત્રને કહેછેકે, મળવા માટે સંકેતનો વખત પૂછવાની ઇચ્છાથી મેં તે નાયકા સામું જોયું ત્યાં તેણે પોતાના કેશવતી સેંથામાં રહેલો મણિ ઢાંકી લીધો. તેથી તેણે એમ સૂચવ્યું કે, સૂર્ય અસ્ત થયે ઠરાવેલ સંકેત સ્થળમાં મળવા આવવું.

આ શ્લોકમાં નાયકના અંતઃ કરણનો અભિપ્રાય જાણીને નાયિકાએ તેની મણિ ઢાંકવા રૂપ ચેષ્ટાથી સમાગમનો વખત બતાવેલો છે. તેથી આ સૂક્ષ્મ અલંકારનું ઉદાહરણ થયું.

संकेतकालमनसंविटंज्ञात्वाविदग्धया॥
आसीन्नेत्रार्पिताकूतंलीलापद्मंनिमीलितं॥

સંકેતના વખતને જાણવાની ઇચ્છાવાળા જાર પુરૂષને જોઈ સુઘડ નાયિકાએ આંખનો ઉલાળો કરી ખુશીને વાસ્તે હાથમાં રાખેલુ કમળ બીડયું. તેથી જાર નાયકને એમ સૂચવ્યું કે, કમળના સંકોચને વખતે એટલે રાત્રિ સમયે તું આવજે.

આ શ્લોકમાં પણ જાર નાયકનો અભિપ્રાય જાણીને નાયકાએ સંકેત સૂચનાની ક્રિયા કરી એમ કહેલું છે. તેથી આ સૂક્ષ્મ અલંકારનું ઉદાહરણ થયું.

## ૮૯ पिहित अलंकार.

पिहितंपरवृत्तांतज्ञातुःसाकूतचेष्टितं॥
प्रियेगृहागतेप्रातःकांतातल्पमकल्पयत्॥

પર વૃત્તાંતને જાણનારની તે જાણેલ વૃત્તાંતને સૂચવનારી ચેષ્ટા કરવી તે પિહિત અલંકાર કહેવાયછે. જેમકે, પતિ પ્રાતઃ કાળે

પધાર્યા ત્યારે મુઘડ નાયિકાએ શય્યા સર્જ્જ કરી તેથી એમ સૂચવ્યું કે, તમે મારી શોક સાથે આખી રાત્રિ રમણ કરીને થાકી રહેલાછો.

આ શ્લોકમાં નાયકનું વૃત્તાંત જાણીને જાણેલ વૃત્તાંતની સૂચના આપનારી શય્યા સર્જ્જ કરવા રૂપ નાયિકાએ ક્રિયા કરી એમ કહેલુંછે તેથી લક્ષણ પ્રમાણે આ પિહિત અલંકારનું ઉદાહરણ થયું.

वक्त्रस्पंदिस्वेदविंदुप्रबंधैर्दृष्ट्वाभिन्नंकुंकुमंकापिकंठे॥

पुंस्त्वंतन्व्याव्यंजयंतीवयस्यास्मित्वापाणौखड्गरेखांलिलेख॥

મોઢા ઉપરથી ચાલેલા પરસેવાના પ્રવાહથી પલળેલું કુંકુમ નાયિકાના કંઠ સ્થળમાં જોઈ કોઈ સખીએ તે નાયિકાનું પુરૂષપણું બતા

વવા તેના હાથમાં ખડ્ગનું ચિત્ર ચીતર્યું.

આ શ્લોકમાં પરસેવાથી પ્રસિદ્ધ થયેલી વિપરીત રતિમાં પુરૂષ પ્રમાણે નાયિકાની ચેષ્ટાને સૂચવવા તેના હાથમાં સખીએ ખડ્ગનું ચિત્ર ચીતર્યું એમ કહેલું છે, તેથી આ પિહિત અલંકારનું ઉદાહરણ થયું.

## ૮૬ व्याजोक्ति अलंकार.

व्याजोक्तिरन्यहेतूक्त्यायदाकारस्यगोपनं॥
सखिपश्यगृहारामपरागैरस्मिधूसरा॥

બીજું કારણ બતાવીને પોતાના આકારને જે ઢાંકવો તે વ્યાજોક્તિ અલંકાર કહેવાય છે. જેમકે, પ્રિય પર પુરૂષ પાદરમાં મળ્યે પૃથ્વી પર પોતાનો પરમાર્થ પૂરો કરવાથી ધૂળથી ધૂસરિત શરીરવાળી નાયકા પોતે કરેલું કામ ગોપવવા સખીને કહેછે કે, હે સખી! ઘરના બગીચામાં રહેલાં પુષ્પના પરાગ (રજ) થી હું

ધૂસરી થયેલી છું.

આ શ્લોકમાં પોતાની આકૃતિનું ગોપન કરવા સારૂ ધૂસર થવાનું કારણ બગીચાના પુષ્પના પરાગ બતાવ્યા, તેથી આ લક્ષણ પ્રમાણે વ્યાજોકિત અલંકારનું ઉદાહરણછે.

कस्यवानभवेद्रोषःप्रियायाःसव्रणेधरे॥
सभृंगंपद्ममाघ्रासीर्वारितापिमयाधुना॥

રાજેલા પતિએ ચુંબન કરી ખંડિત અધર વાળી કરેલી નાયિકા પાસે આવતા તેના પતિ ને જોઈને ન જોયેલો હોય એવો તેને ભાવ બતાવી સખી નાયિકાને કહેછેકે, પોતાની સ્ત્રીના દાંતના ડાઘવાળો હોઠ જોઈ કયા પુરૂષને રીસ ન ચડે ? મેં તુંને ના પાડી હતી તોપણ હમણાંજ ભ્રમરાવાળું કમળ તેં સુંઘ્યું. જેથી ભ્રમરે દંતક્ષતની ભ્રાંતિ ઉપજાવનારો ક્ષત કરે લોછે. અરીસામાં મોહું જો.

આ શ્લોકમાં રાખેલ પતિનો કરેલ હોઠ ઉપર દાંતના ડાઘનો હેતુ ભ્રમરનો કરડ બતાવી ખરી આકૃતિનું ગોપન કર્યું. તેથી આ પણ વ્યાજોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

## ૮૭ गूढोक्ति अलंकार.

गूढोक्तिरन्योद्देश्यंचेद्यदन्यंप्रतिकथ्यते॥
वृषापेहिपरक्षेत्रादायातिक्षेत्ररक्षकः॥

જે બીજાને કહેવાનું વાકયછે તે બીજા પાસે કહેવાય તે ગૂઢોક્તિ અલંકાર થાયછે. જેમકે, હે બળદ! તું પારકા ખેતરમાં ખાવા પેઠો છું હવે તેને મૂકીને ભાગીજા કેમકે આ ખેતરનો રખવાળ ચાલ્યો આવેછે.

આ શ્લોકમાં કોઈની સ્રીને ભોગવનારા કામી પુરૂષ પ્રત્યે કહેવા લાયક પારકા ખેતરમાં ચરનારા સુસ્સાંઢને કહેલું છે. તેથી અકપૂાઢેગતિ અલંકારનું ઉદાહરણ થયું.

नाथोमेविपणिंगतोनगणयत्येषासपत्नीचमां
त्यक्तवामामिहपुष्पिणीतिगुरवःप्राप्तागृहा
भ्यंतरं॥
शय्यामात्रसहायिनींपरिजनःश्रांतोनमांसेवते
स्वामिन्नागमलालनीयरजनींलक्ष्मीपतेरक्षमां॥

કોઈ સ્ત્રી કહેછે કે, મારો પતિ બજારે ગયોછે, આ મારી શોક મને ગણકારતી નથી, મને રજસ્વલા જાણી સાસુ સસરો વિગેરે ગુરૂ જન ઘરમાં પેસી ગયાંછે અને દિવસના કામ કરીને થાકી ગયેલ સખી જન સેવા કરવા આવેલ નથી. માટે આગમ (વેદ અને આવવું) થી સ્તુતિ કરવા લાયક હે લક્ષ્મી પતિ સ્વામી! (નારાયણ અને એવા નામનો જાર) શય્યામાં એકલી અકળાતી મને જાણીને મારી રક્ષા કરો.

આ શ્લોકમાં લક્ષ્મી પતિનું (રાખેલ પતિનું) આગમન ઇચ્છનારી નાયિકાએ પોતાના

ઘરમાં દુર રહેલાં મનુષ્યને છેતરવા સારૂ ભમવા નની પ્રાર્થનાનો ભાવ બતાવેલોછે. તેથી આ પણ ગૂઢોક્તિ અલંકારનું ઉદાહરણ થયું,

## ૮૮ विवृतोक्ति अलंकार.

विवृतोक्तिःश्लिष्टगुप्तंकविनाविष्कृतंयादि॥
वृषापेहिपरक्षेत्रादितिवक्तिससूचनं॥

શ્લેષાદિથી ઢાંકેલી બાબત કવિ પ્રસિદ્ધ કરે ત્યારે તે વિવૃતોક્તિ નામનો અલંકાર થાયછે, જેમકે, કવિ કહેછે જે, હે બળદ! પારકા ખેત રથી ભાગીજા, એમજે કહેલુંછે તે સૂચનાવાળું છે. એટલે પારકી સ્રીને ભોગવનાર કામી પુરૂ ષને સમજાવવાને માટેછે.

આ શ્લોકમાં ગૂઢ અભિપ્રાય ખુલ્લો કર વાથી આ વિવૃતોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

वत्समागाविषादंश्वसनमुरुजवंसंत्यजोर्ध्वं

मद्वृत्तं

कंपःकोवागुरुस्तेकिमिहबलभिदाजृंभितेना भयाहि॥

मत्याख्यानंसुराणामितिभयशमनच्छद्मना कारयित्वा

यस्मैलक्ष्मीमदाद्वःसदहतुदुरितंमंथमुग्धः पयोधिः॥

હે લક્ષ્મી ! વિષાદ (ખેદ અને શંકર) ને મ પામ અને મોટા વેગથી ઉંચા ચાલનારા શ્વસન (શ્વાસો શ્વાસ અને પવન) નો ત્યાગ કર. આ ગુરૂ (મોટો અને બૃહસ્પતિ) કંપ (થર થરાટી અને વરૂણ)ને તું શાને માટે ધારે છે ? અને બલભિત (નિર્બળતાને બતાવનાર અને ઈંદ્ર) જાંભિત (બગાસાં અને વૃદ્ધિ પામેલ) સાથે તું શું કામ સંબંધ રાખે છે. આંહી (આ

સ્થળે અને શ્રી કૃષ્ણ પાસે)જા. એ રીતે લક્ષ્મી ના ભયની નિવૃત્તિના મિષથી ઉપર કહેલા દેવ તાઓની મના કરીને મંથનથી મુગ્ધ અવસ્થા ને ભોગવવા વાળા સમુદ્રે જેને લક્ષ્મી આપી તે શ્રી કૃષ્ણ તમારાં પાપને બાળી ભસ્મ કરો.

આ શ્લોકમાં પરને છેતરવા માટે છાની બાબત જાહેર કરેલીછે. તેથી આ વિવૃતોક્તિ અલંકારનું ઉદાહરણ થયું. હવે લજ્જાએ કરીને છાની ચીજને છતી કરવાનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

**दृष्ट्याकेशवगोपरागहतयाकिंचिन्नदृष्टंमया**
**तेनेहस्खलितास्मिनाथपतितांकिन्नाम**
**नालंबसे॥**
**एकस्त्वंविषमेषुखिन्नमनसांसर्वाबलानांगति**
**र्गोप्यैवंगदितःसलेशमवताद्गोष्ठेहरिर्वश्चिरं॥**

ગોપી શ્રી કૃષ્ણને કહેછે કે, હે શ્રી કૃષ્ણ! ગોપરાગ હત (ગાયની ખરીની રજથી હણાયે લ અને ગોપ જાતિમાં ઉત્પન્ન થયેલ શ્રી કૃષ્ણ ઉપર પ્રીતિથી હણાયેલ) દૃષ્ટિથી મેં કાંઈ ન દીઠું તેથી આ વખતે હું સ્ખલન (પતન અને પતિવ્રતા સ્રીની મર્યાદાનો ભંગ) ને પામીછું. માટે હે નાથ! તમે પતિતા (પડેલી અને પતિ ભાવ)ને કેમ આશ્રય દેતા નથી? વિષમેષુ (સંકટમાં અને કામદેવ)થી ખેદ પામેલ સર્વ બલાનાં (બળહીન સર્વ સ્રીઓની) તમે ગતિ છો. એ પ્રમાણે પોતાના અભિપ્રાયના સૂચન પૂર્વક ગોંદરામાં ગોપીએ પ્રાર્થના કરાણા હરિ ઘણા દિવસ તમારી રક્ષા કરો.

આ શ્લોકમાં ગોપીએ વર્ણવેલો ગુપ્ત અભિપ્રાય કવિએ સલેશ એવા પદથી પ્રગટ કરે લોછે. તેથી આ વિવૃતોક્તિ નામના અલંકાર નું ઉદાહરણ થયું.

આ ઉપરનાં ઉદાહરણોમાં શબ્દની શક્તિ થી ગુપ્ત અભિપ્રાયની પ્રગટતા વર્ણવેલીછે હવે અર્થની શક્તિથી ગુપ્ત અભિપ્રાયની પ્રગટતાનું ઉદાહરણ નીચે મુજબ,—

गच्छाम्यच्युतदर्शनेनभवतःकातृप्तिरुत्पद्यते
किंचैवंविजनस्थयोर्हतजनःसंभावयत्यन्यथा॥
इत्यामंत्रणभंगिसूचितवृथावस्थानखेदालसा
माश्लिष्यन्पुलकोत्करांचिततनुर्गोपींहरिः
पातुवः॥

ગોપી કહેછે કે, હે અચ્યુત! (શ્રી કૃષ્ણ અને મારે વાસ્તે ચૂક ન કરનાર) હું જાઉંછું. તમારા દર્શન માત્રથી શું તૃપ્તિ થવાની છે? અને વળી આવી રીતે એકાંતમાં ઉભેલાં આપણ બેને દેખીને માણસ અવળા વિચાર કરેછે. ઉપર કહ્યા પ્રમાણે આવી રીતે આ મંત્રણ અચ્યુત ઇત્યાદિ પૂર્વાર્દ્ધની રચનાથી આપણું અહીં

ઉભવું વૃથાછે એમ સૂચવી બે હોંસ થઇ ગયેલી ગોપીને આલિંગન કરીને રોમાંચિત શરીરવાળા થયેલ હરિ તમારી રક્ષા કરો.

આ શ્લોકમાં હે અચ્યુત! હું જાઉંછું. ઇત્યાદિ આ મંત્રણ પૂર્વક ભાષણથી હું તમારી સાથે રમણ કરવા આવેલી હતી એમ સૂચવેલો અર્થ ત્રીજા પાદથી પ્રગટ કરેલોછે. તેથી આ અર્થ શક્તિવાળા ગુપ્ત પદાર્થની પ્રગટતા વાળા વિવૃતોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

આ ઉપર લખેલાં સઘળાં ઉદાહરણો કવિએ વર્ણવેલ વક્તાના ગુપ્ત અભિપ્રાયની પ્રગટતા વાળાં લખ્યાં. હવે કવિએ છાની રાખેલ બાબતની પ્રગટતા વાળું વિવૃતોક્તિ અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

सुभ्रुत्वंकुपितेत्यपास्त्वमशनंत्यक्ताः

कथायोषितां

दूरादेवविवर्जिताःसुरभयःस्रग्गंधधूपादयः॥
कोपंरागिणिमुंचमय्यवनतेदृष्टेप्रसीदाधुना
सत्यंत्वद्विरहाद्भवंतिदयितेसर्वाममांधादिशः॥

કોઈ કવિની આંખ દુખવા ઉઠીછે ત્યારે તે દૃષ્ટિને કહેછેકે, સારી ભમર વાળી, દુખાવાથી અને રોગથી રાતી થયેલી અને નીચી નમેલી હે દૃષ્ટિ ! તું જયાંથી વિકાર વાળી થયેલીછો, ત્યાંથી મેં ખાન પાન, સ્ત્રીઓની વાત, સુગંધી વાળી પુષ્પની માળાઓ અને ધૂપાદિક જેઓ સુખનાં સાધનોછે તેઓને છોડી આપેલાંછે. માટે હે સર્વ અવયવો કરતાં અતિપ્રિય દૃષ્ટિ ? હવે તું વિકાર છોડ અને મારા ઉપર પ્રસન્નથા અને ખરૂં કહું છુંકે તારા વિયોગથી મને સર્વ દિશાઓ આંધળી લાગેછે.

આ પ્રગટ અર્થ કહેવા વખતે કવિએ પોતા ની પ્રૌઢતા પ્રગટ કરવાને આશ્લોકની અંદર માન

પતી નાયકાને મનાવનાર નાયકના વ્યવહાર પીરૂ જે ગૂઢ અર્થ સમાવેલોછે તે આ પ્રમાણે,— નાયક કહેછેજે. સારી ભમરવાળી હે દયિતા! જયાંથી તું કોપીછો ત્યાંથી મેં ખાનપાન, બી જી સ્રીઓની વાત, સુગંધવાળી પુષ્પની માળાઓ અને ધૂપાદિક જેઓ સુખનાં સાધનો છે તેનો ત્યાગ કર્યો છે. તારી ઉપર પ્રીતિવાળો અને તારી નજરે આવી તારા પગમાં પડેલ એવા મારા ઉપર મેહેરબાની કરી કોપનો ત્યાગ કર કેમકે તારા વિયોગથી મને સર્વ દિશાઓ આંધળી લાગેછે.

આ શ્લોકમાં કવિએ ગૂઢ રાખેલી બાબત શ્લોકમાં રહેલું દૃષ્ટે એવું પદ સપ્તમ્યંત માનીને વ્યાખ્યાન કરીએ એટલે પ્રગટ થઇ શકેછે. તેથી આ ઉપર લખ્યા પ્રમાણે વિવૃતોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

# ૮૯ युक्ति अलंकार.

युक्तिःपरातिसंधानंक्रिययामर्मगुप्तये॥
त्वामालिखंतीदृष्ट्वान्यंधनुःपौष्पंकरेलिखत्॥

પોતાના મર્મનું ગોપન કરવા માટે ક્રિયાથી પરનું જે પ્રતારણ કરવું (છેતરવું) તે યુક્તિ અલંકાર કહેવાયછે. જેમકે, નાયકાની દૂતી નાયકને કહેછેજે, તારૂં ચિત્ર કહાડતી તે નાયકા તે વખત આવતા બીજા પુરૂષને દેખીને ચિત્રેલ તારા ચિત્રના હાથમાં પુષ્પનું ધનુષ ચિતર્યું.

આ શ્લોકમાં પુષ્પનું ધનુષ ચિતરવા રૂપ ક્રિયાથી મેં તો કામદેવનું ચિત્ર કહાડ્યું એમ આવતા પુરૂષને ભ્રાંતિ ઉત્પન્ન કરીને પોતાનો જે નાયક ઉપર જે અનુરાગછે તેના ગોપનથી પર વંચન વર્ણવેલું છે. તેથી આ યુક્તિ નામના અલંકારનું ઉદાહરણ થયું.

दंपत्योर्निशिजल्पतोर्गृहशुकेनाकर्णितंयद्वच

स्तत्प्रातर्गुरुसन्निधौनिगदतस्तस्यातिमात्रंवधूः
कर्णालंबितपद्मरागशकलंविन्यस्यचंचूपुटे
व्रीडार्त्ताविदधातिदाडिमफलव्याजेन
वाग्बंधनं॥

રાત્રિમાં સંભોગ સમયે નાયિકા નાયકનું પરસ્પર ભાષણ જે ઘરના પોપટે સાંભળેલું હતું તે પ્રાતઃકાળે તેના ગુરૂજન પાસે તેણે કહેવા પ્રારંભ્યું તે વખત તે સાંભળી લજ્જા પામેલ વધૂએ પોતાના કાન ઉપર રહેલ રાતા મણિનું નંગ તેની ચાંચમાં આપી દાડિમના દાણાના મિષથી તેને બોલતો બંધ પાડયો.

આ શ્લોકમાં પોપટની વાણી બંધ કરીને તેના મુખથી પોતાના રહસ્યની વાતને સાંભળવાની ઇચ્છાવાળાં ગુરૂજનનું વંચન કરેલુછે. તેથી આ પણ યુક્તિ અલંકારનું ઉદાહરણ થયું. વ્યાજોક્તિમાં બોલવાથી ગોપન કહેલું છે. યુક્ત

અલંકારમાં ક્રિયાથી તે કહેલું છે. એટલો આ બે અલંકારમાં તફાવત છે. બાકી સર્વ પ્રકારની સમતાજ છે.

## ૧૦ लोकोक्ति अलंकार.

लोकप्रवादानुकृतिर्लोकोक्तिररितिभण्यते॥

सहस्वकतिचिन्मासान्मीलयित्वाविलोचने॥

લોકમાં ચાલતા રીવાજનું અનુકરણ કરવું તે લોકોકિત અલંકાર કહેવાયછે. જેમકે, વિરહિણીનો વિલાપ સાંભળી વહાલપ રાખનારી વયસ્યા (સખી) તેને કહેછે કે, હે સખી! આંખો મીંચીને થોડા ઘણા મહિના વિરહ દુઃખને સહન કરી લે.

આ શ્લોકમાં લોકોકિત સ્પષ્ટ છે.

नामैवतेवरदवांछितदातृभावंव्यारव्यात्यतोन

वहसेवरदानमुद्रां॥

विश्वप्रसिद्धतराविप्रकुलप्रसूतेर्यज्ञोपवीतवहनंहि

नखल्वपेक्ष्यं॥

હે વરદ ! તમારૂં નામજ ભક્તના ઇચ્છિત મનોરથને દેનારપણું કહેછે. તેથી બીજા દેવની પેઠે તમે તંત્ર ગ્રંથમાં પ્રસિદ્ધ વરદ નામની મુદ્રાને ધારણ કરતા નથી. કેમકે જગતમાં પ્રસિદ્ધ બ્રાહ્મણના ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલાની જનોઇ તપાસવાની જરૂર નથી.

આ શ્લોકમાં ઉત્તરાર્દ્ધ લોકના અનુકરણને કહેછે. તેથી આ પણ લોકોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

## ९१ छेकोक्ति अलंकार.

छेकोक्तिर्यदिलोकोक्तिःस्यादर्थांतरगर्भिता॥

भुजंगएवजानीतेभुजंगचरणंसखे॥

ઉપર કહેલી લોકોક્તિ બીજા અર્થથી ગર્ભિ

ત હોય તો તે છેકોકિત અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ પુરૂષે કોઈનું વૃત્તાંત કોઈને પૂછયું ત્યારે તે પોતાની નજીક ઉભેલા અન્ય પુરૂષ સામી આંગળી ચીંધીને કહેછેકે, તારા પૂછેલ વૃત્તાંતને આ ખરી રીતથી જાણેછે એમ કહેવાવાળો કહેછેકે, હે મિત્ર ! સર્પનાં પગલાંને સર્પ જ જાણેછે.

આ શ્લોકમાં જેનું તું વૃત્તાંત પૂછે છે તે અને આ પુરૂષ બન્નેએ ભેળા વેપાર કરેલ એટલુંજ નહિ પણ કામદેવના વ્યાપારમાંય ભેળા ભમેલાછે. એ રીતે આ લોકોકિતમાં મર્મનું ઉદ્ઘાટન વ્યભિચારી અને સર્પ બન્નેને કહેનાર ભુજંગ પદથી કરેલું છે. તેથી આ છેકોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

मलयमरुतांवातायाताविकासितमल्लिकाः

परिमलभरोभग्नोग्रीष्मस्त्वमुत्सहसेयादि॥

घनघटयतंत्वान्नि:स्नेहंयएवनिवर्त्तने

प्रभवतिगवांकिन्नाश्छिन्नंसएवधनंजय:॥

ધનની ઇચ્છાથી જેના પતિ પરદેશ ગયે લછે તે નાયકાની સખીનું આ વચન મેઘ પ્રત્યે છે કે, હે મેઘ! મલય પર્વત સંબંધી વાયુના સમૂહ ગયા એટલે વસંત ગયા મલ્લિકાના પુષ્પ ના વિકાસ કરવાથી આખી પૃથ્વીમાં તેની સુગંધીને ફેલાવનાર ગ્રીષ્મઋતુ પણ નાશ પામ્યો. એ બેથી કાંઈ ન થયું. હવે જો તું ઉત્સાહવાળો થાય એમ હોય તો સ્નેહ વિનાના ધનસારૂ પર દેશ ગયેલા તે નાયકને આ નાયકાસાથે મેળવ અમારૂં શું જાયછે, જે ગયેલ ગાયોને વાળે તેજ ધનજય (અર્જુન અને ધનને જીતનારો)

આ શ્લોકમાં ધનની ઇચ્છાથી જેનો પતિ પરદેશ ગયેલછે એવી નાયકાની સખીના વચનમાં જે ગઈ ગાયોને વાળે તેજ અર્જુન, એમ

આંધ્ર જાતિના મનુષ્યમાં પ્રસિદ્ધ લોકની અરૂ વાનું અનુકરણછે. તેમ અત્યંત સુંદર સ્વરૂપવાળી આ નાયકાનો ત્યાગ કરીને ધનની ઈચ્છાથી પરદેશ ગયેલો નાયક રસને ન જાણનારો હોવાથી બળદ જેવોજ ઠરેછે. તે પાછો વાળનાર જે તે ધનને જીતનારોછે. કેમકે ધનની ઇચ્છાથી ખેંચાચેલ પુરૂષને તેજ પાછો ખેંચી લિયે છે એવો બીજો અર્થ પણ આ શ્લોકમાં રહેલોછે તેથી આ છેકોકિત અલંકારનુ ઉદાહરણ થયું.

## ९२ वक्रोक्ति अलंकार.

वक्रोक्तिःश्लेषकाकुभ्यामपरार्थप्रकल्पनं॥
मुंचमानंदिनंप्राप्तंनेहनंदीहरांतिके॥

શ્લેષ અલંકાર અને બોલવાના વિકાર રૂપ કાકુ ઉકિત આ બન્નેથી બીજા અર્થની

કલ્પના કરાય ત્યાં વક્રોક્તિ નામનો અલંકાર થાયછે. જેમકે, નાયકની સખી નાયકાને કહેછે જે, **मुंच' मानं' दिनं' प्राप्तं'** એટલે માન મૂક સવાર થવા આવ્યુંછે. આ નાયકની સખીનું વાક્ય સાંભળીને તે વાકયનો **मुंच' मा' नंदिनं' प्राप्तं;** એવો પદ વિભાગ કરવાથી આવેલ મહાદેવના પોઠીયાને ન મૂક એવો પોતે તેનો અર્થ કરી અને નાયકા તે સખીને કહેછેકે, આંહી નંદી * (મહાદેવનો પોઠીયો) નથી. તેતો મહાદેવ પાસેછે.

આ શ્લોકમાં માન મૂક, રાત્રિ ગઇ. એવા અભિપ્રાયથી એમ કહેવાણી વાણીનો ભંગ શ્લેષથી આવેલા નંદીને ન મૂક એવો બીજો અર્થ નાયિકાએ કલ્પેલોછે તેથી આ વક્રોક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

**अहोकेनेदृशीबुद्धिर्दारुणातवनिर्मिता॥**

त्रिगुणा श्रूयते बुद्धिर्न तु दारुमयी क्वचित्॥

અનેક પ્રકાર કરવાથી પણ માનને ન મૂકતી નાયિકાને નાયકની સખી આશ્ચર્ય પૂર્વક કહેછે કે, અહો સુંદરી ! આવી તારી દારૂણા એટલે ક્રૂર બુદ્ધિ કોણે કરી જેથી મારૂં કહેવું તારી બુદ્ધિમાં પેસતું નથી આવું નાયકની સખીનુ વચન સાંભળી **दारुणा** એવા પદને લાકડાને કહેવાવાળા દારૂ શબ્દનું તૃતીયાનું એક વચન ઠરાવીને નાયકા તે સખીને કહેછે કે, હે સખી ! આ તું શું બોલેછે ? જગતમાં ત્રણ ગુણ (સત્વ, રજ અને તમ) વાળી તો બુદ્ધિ સાંભળીછે પણ લાકડાંની બુદ્ધિ સાંભળી નથી.

આ શ્લોકમાં સખીએ ઉચ્ચારેલ પ્રથમાંત **दारुणा**એ પદનો અભંગ શ્લેષથી "કાષ્ટે કરીને" એવો અર્થ ઠરાવીને કાકુ ઉક્તિ પૂર્વક ઉત્તરાર્દ્ધમાં ઉત્તર આપેલોછે. તેથી આ પણ અભંગ શ્લેષ ઘટિત વક્રોક્તિ અલંકારનું ઉદાહરણ થયું. હવે

હવે, વિકારવાળા શ્લેષથી થયેલ વક્રોકિત અલં કારનું ઉદાહરણ નીચે મુજબ,—

भविंत्रीरंभोरुत्रिदशवदनग्लानिरचिरात्

सतेरामःस्थातानयुधिपुरतोलक्ष्मणसखः॥

इयंयास्यत्युच्चैर्विपदमधुनावानरचमू

र्लंघिष्ठेदंषष्ठाक्षरपरविलोपात्पठपुनः॥

રામ સૈન્ય લઈ રાવણ સંઘાતે યુદ્ધ કરવા જયારે પધારેલછે. ત્યારે તેને જોઈ રાવણ સીતાને કહેછે કે, કેળના સ્તંભ જેવા સાથળવાળી હે સીતા! त्रिदश(દેવતા) ના મુખમાં ગ્લાંખ હમણાં આવશે. કેમકે, લક્ષ્મણની સહાયતા વાળા તે તારા રામ યુદ્ધમાં મારી સામા નહિ ટકી શકે. અને આ વાનરનું લશ્કર હમણાં વિપત્તિને પામશે આવાં રાવણનાં વચન સાંભળીને સીતા કહેછેકે હલકા વિચારવાળા હે રાવણ!

જે તું બોલ્યો તે શ્લોકમાંથી સાતમા અક્ષરનો લોપ કરી પાછો બોલ, આમ બોલવાથી જે અર્થ નિકળશે તે થશે. તે સીતાના કહ્યા પ્રમાણે કરીને રાવણ જ્યાં આ શ્લોક બોલ્યો ત્યાં એવો અર્થ નિકળ્યો કે, દશ વદનવાળા રાવણને ઝાંખ પ્રાપ્ત થશે, લક્ષ્મણની સહાયતાવાળા રામ સંગ્રામમાં ટકી શકશે, અને વાનરનું લશ્કર ઉંચ પદને પામશે.

આ શ્લોકમાં આવી રીતનો અર્થ નિકળવાથી ઉપર કહ્યા પ્રમાણે વક્રોકિત અલંકારનું ઉદાહરણ થયું. ઉપર લખેલાં સઘળાં ઉદાહરણો શબ્દ શ્લેષથી (બે અર્થવાળા શબ્દો મુકવાથી) પેદા થયેલાંછે. હવે અર્થના શ્લેષથી પ્રગટ થનાર ઉદાહરણ નીચે મુજબ,—

**भिक्षार्थीसकयातः**

**सुतनुबलिमखेतांडवंकाद्यभद्रे**

मन्येवृंदावनांतेकनुसमृगाशिशुर्नैवजानेवराहं॥ बालेकच्चिन्नदृष्टोजरठवृषपतिर्गोपएवास्यवेत्ता लीलासंलापइत्थंजलनिधिहिमवत्कन्ययो स्त्रायतांनः॥

નીચે લખાશે એવું લક્ષ્મી અને પાર્વ તીનું ખુશીથી કરેલું ભાષણ તમારી રક્ષા કરો. લક્ષ્મી પાર્વતીને પૂછે છેકે, ભિક્ષાના અર્થી શંકર ક્યાં ગયેલછે? ત્યારે પાર્વતી લક્ષ્મી પતિના વામન અવતારને હૃદયમાં લાવીને ઉત્તર આપે છેકે, બલિ રાજાના યજ્ઞમાં ગયેલાછે. પાછાં લક્ષ્મીજી મહાદેવના ઉદ્દેશથી પૂછે છેકે, હાલ નૃત્ય ક્યાં થાયછે? ત્યારે લક્ષ્મી પતિના શ્રીકૃ ષ્ણરૂપ અવતારના ઉદ્દેશથી પાર્વતી ઉત્તર આપે છે કે, હે સારાં શરીરવાળી લક્ષ્મી! વૃંદાવનના મધ્યમાં નૃત્ય થતું હશે એમ માનુંછું વળી લક્ષ્મી મહાદેવને હાથમાં હરિણ રાખનારા હદ

થમા વિચારી પૂછે છેકે, મૃગનું બચ્ચું ક્યાંછે? ત્યારે પાર્વતી મૃગશબ્દને (વિશ્વકોશને અનુસારે સાધારણ પશુ વાચક મનમાં ઠરાવીને લક્ષ્મી પતિના વરાહ અવતારના ઉદ્દેશથી કહેછેકે, વરા હને હું જાણતી નથીકે હાલ તે ક્યાંછે. વળી લક્ષ્મીજી પાર્વતીને પૂછે છેકે, ઘરડો બળદ કેમ નથી જણાતો ? એવી રીતે મહાદેવના પોઠીયા ના અભિપ્રાયથી પૂછ્યું ત્યારે સાધારણ બળદી યાના અભિપ્રાયથી તેના (લક્ષ્મીના) પતિને ગોપ જાતમાં ઉત્પન્ન થયેલા મનમાં લાવીને જવા દેછે કે, બળદને તો ગોવાળિયો જાણે.

આ શ્લોકમાં ભિક્ષાદિ પદ ભાંગ ત્રોડ કર્યા વિના મહાદેવ પર અને લક્ષ્મીપતિ પર જોડી શકાયછે. તેથી આ અર્થ શ્લેષ મૂલક વક્રોક્તિ અલંકારનું ઉદાહરણ થયું. હવે કેવળ કાકુ ઉક્તિ થી વક્રોક્તિ અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે.-

**असमालोच्यकोपस्तेनोचितोयमितीरिता॥**

नैवोचितोयमितितंताडयामासमालया॥

પોતાને અપરાધી જોઇ કોપેલી નાયકાને નાયક કહેછેકે, હે સુંદરી! વિચાર્યાં વિના ક્રોધ કરવો તને લાયક નથી. એમ કહેવાણી નાયિકાએ હા લાયક નથી! એમ કહી તે નાયકને પુષ્પની માળાથી તાડન કર્યું.

આ શ્લોકમાં કોપ તને લાયક નથી એવાં નાયકાનાં વચનને સ્વરભેદથી પાછું કહ્યું. તેથી એમ સૂચવ્યું કે, લાયકજછે. માટે આ કાકુ ઉકિતથી બનેલા વક્રોકત અલંકારનું ઉદાહરણ થયું.

## ९३ स्वभावोक्ति अलंकार.

स्वभावोक्तिःस्वभावस्यजात्यादिस्थस्यबर्णनं॥
कुरंगैरुत्तरंगाक्षैस्तब्धकर्णैरुदीक्ष्यते॥

જાતિ આદિકમાં રહેલા સ્વભાવનું વર્ણન તે સ્વભાવોકિત અલંકાર કહેવાયછે. જેમકે, આંખના ઉલાળા કરતી નાયિકાને પોતાના બે

કાનને સ્તબ્ધ કરીને હરણીઓ જુવેછે.

આ શ્લોકમાં કાન સ્તબ્ધ કરીને જે જોવું તે હરિણનો સ્વભાવછે તેથી આ સ્વભાવોક્ત અલંકારનું ઉદાહરણ થયું.

तौसंमुखप्रचलितौसविधेगुरूणांमार्गप्रदान
रभसस्खलितावधानौ॥
पार्श्वोपसर्पणमुभावपिभिन्नदिक्कंकृत्वामुहु
र्मुरुपासरतांसलज्जं॥

ગુરૂજનની સમીપે એક બીજાની સામાં ચાલ્યાં આવતાં અને એક બીજાને ચાલવાનો રસ્તો દેવા પ્રથમ ચૂકી ગયેલાં વહુ અને વર બે ચાર ફેરે ડાબા જમણાં ગોથાં ખાવાથી લજ્જાઇ જુદીજુદી દિશાએ ત્વરાથી ભાગતાં થયાં.

આ શ્લોકમાં જગત્પ્રસિદ્ધ બે ચાર ફેરે સામ સામું અથડાવા રૂપ ક્રિયાનું વર્ણન હોવાથી આ ક્રિયામાં રહેલ સ્વભાવની ઉક્તિનું ઉદાહરણ થયું.

## ९४ भाविक अलंकार.

भाविकंभूतभाव्यार्थसाक्षात्कारस्यवर्णनम्॥

अहंविलोकयेद्यापियुध्यंतेत्रसुरासुराः॥

થઈ ગયેલા અને થવાના અર્થનું સાક્ષાત્કાર વર્ણન તે ભાવિક અલંકાર થાયછે. જેમ કે, કોઈ બીકણ પુરૂષ શાસ્ત્રમાં કહેલાં સમુદ્રને તીરે દેવતા અને અસુરનાં લડાઈનાં સ્થાનકને જોઈને કહેછે કે, આ ઠેકાણે વર્તમાન કાળમાં પણ દેવતા અને અસુર લડતા હોય એમ હું દેખુંછું.

આ ઉદાહરણમાં થઇ ગયેલા દેવ અને અસુરના સંગ્રામને હું દેખુંછું એમ કહેવાથી તે સ્થાનનું ભયંકર પણું જણાવવા સાક્ષાત્કાર વર્ણવેલોછે. તેથી આ ભાવિક અલંકાર થયો.

अद्यापितिष्ठतिदृशोरिदमुत्तरीयंधर्त्तुंपुरः
स्तनतटात्पतितंप्रवृत्ते॥
वाचंनिशम्यनयनंममेतिकिंचित्तदायदक
रोत्स्मितमायताक्षी॥

કોઈ પુરૂષ પોતાના મિત્રને કહેછે કે, સ્તન પ્રાંતથી વસ્ત્ર ખસવા વખતે આ મારૂં વસ્ત્ર આ મારૂ વસ્ત્ર આ પ્રમાણે લજ્જાભય ભરેલુ તે નાયકાનું બેવાર બોલાયલું વચન સાંભળી

તેના સ્તન માંતથી પડી ગયેલ વસ્ત્રને ઉપાડી લેવા પહેલ કરનાર મને જોઈ તે વખત મારા પર સ્નેહવાળી દૃષ્ટિ પસારી જે કાંઈ મંદ હાસ્ય તે નાયિકાએ કર્યું તે હાસ્ય આજ સુધી પણ મારી નજર આગળથી દૂર થતું નથી.

આ ઉદાહરણમાં પણ થયેલી બાબતનો સાક્ષાત્કાર વર્ણવેલોછે. તેથી આ પણ ભાવિક અલંકારનું ઉદાહરણ થયું.

## ૯૮ उदात्त अलंकार.

उदात्तमृद्धेश्चरितंश्लाघ्यंचान्योपलक्षणं॥
सानौयस्याभवद्युद्धंत धूर्जटिकिरीटिनोः॥

સમૃદ્ધિનું વર્ણન તથા બીજાની ઉત્તમતા જેથી સિદ્ધ થાય એવાં વખાણવા લાયક વૃત્તાંતનું વર્ણન તે ઉદાત્ત અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ પુરૂષ તે પર્વતને જોઈને પોતાની સાથે આવતા પુરૂષને કહેછેકે, જે પર્વતનાં શિખર ઉપર મહાદેવનું અને અર્જુનનું યુદ્ધ થયું હતું તે આ પર્વતછે.

આ શ્લોકમાં જખાણવા લાયક મહાદેવ અને અર્જુનના યુદ્ધનું સ્થળ હોવાથી પર્વતનું શ્લાઘ્ય પણું અર્થાત્ સિદ્ધ થાયછે. તેથી આ ઉદાત્ત અલંકારનું ઉદાહરણછે. સમૃદ્ધિનાં વર્ણન વાળું ઉદાત્ત અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

रत्नस्तंभेषुसंक्रांतैःप्रतिबिंबशतैर्वृतः॥
ज्ञातोलंकेश्वरःकृच्छादांजनेयेनतत्वतः॥

રત્નના સ્તંભોમાં પડેલાં સેંકડો પ્રતિબિંબથી વીંટાયેલ રાવણ આ છે એ પ્રમાણે સભામાં હનુમાને મુશ્કેલીથી રાવણને ઓળખ્યો.

આ ઉદાહરણમાં સેંકડો રત્નના સ્તંભોનું વર્ણન હોવાથી આ સમૃદ્ધિના વર્ણનવાળો ઉદાત્ત અલંકાર થયો.

## ९६ अत्युक्ति अलंकार.

अत्युक्तिरद्भुतातथ्यशौर्यौदार्यादिवर्णनं
त्वयिदातरिराजेंद्रयाचकाःकल्पशाखिनः॥

આશ્ચર્યને ઉત્પન્ન કરનાર મિથ્યાભૂત શૌર્ય

ઔદાર્યાદિનું વર્ણન તે અત્યુક્તિ અલંકાર કહેવાયછે. જેમકે કોઇ કવિ રાજાને કહેછેજે, હે રાજેંદ્ર! પૃથ્વીમાં તું દાતારીને ફેલાવનારો પ્રગટ થયે યાચક લોકો કલ્પ વૃક્ષ જેવા એટલે બીજાના મનોરથ પૂરા કરવા વાળા થયા.

આ શ્લોકમાં "યાચકોનું કલ્પવૃક્ષ પાણું કહીને તે રાજાનું અતિ ઉદાર પણું વર્ણવેલું છે. તેથી" આ ઔદાર્યથી થયેલ અત્યુક્ત અલંકારનું ઉદાહરણ થયું. હવે શૂરવીરતાથી થયેલ અત્યુક્તિ અલંકારનું ઉદાહરણ નીચે પ્રમાણે,—

राजन्सप्ताप्य कूपारास्त्वत्प्रवापाग्नि
शोषिताः॥
पुनस्त्वद्वैरिवनिताबाष्पपुरेण पुरिताः॥

રાજાને કવિ કહેછેકે, હે રાજેંદ્ર! તારા પ્રતાપના તાપથી પ્રથમ સૂકાઇ ગયેલા સાત સમુદ્ર તારા શત્રુની સ્ત્રીઓના શોક અશ્રુથી પૂરાઇ ગયા.

આ શ્લોકમાં રાજાની શૂરવીરતાનું વર્ણન સ્પષ્ટ રીતે જણાઈ આવેછે. તેથી આ તેની અત્યુક્તિનું ઉદાહરણ થયું.

ઉદાત્ત અલંકારમાં અને અત્યુક્તિ અલંકારમાં એટલોજ તફાવતછે કે, શૌર્યાદિની અત્યુક્તિ તે અલંકારમા કહેવાયછે અને સમૃદ્ધિની અત્યુક્તિ તે ઉદાત્ત અલંકાર કહેવાયછે. આમ બીજા આલંકારિકો સમાધાન કરેછે. પણ અમારા મતમાં તો ખરી વાત વર્ણવેલી હોય તે ઉદાત્ત અને ખોટી વાત વર્ણવેલી હોયતો અત્યુક્તિ આવી રીતે એ બેમાં ભેદછે.

**अनयोरनवद्यांगिस्तनयोर्जृंभमाणयोः॥**
**अवकाशोनपर्याप्तस्तवबाहुलतांतरे॥**

નાયક નાયકાને કહેછેકે, હે નિર્દોષ અંગવાળી નાયિકા! વૃદ્ધિ પામેલા તારાં બે સ્તનરૂપી ગુચ્છને તારા હાથરૂપી લતાના મધ્યમાં રહેવાનો અવકાશ પુરો થતો નથી.

આ શ્લોકમાં સ્તનને રહેવાનો અવકાશ છતાં અવકાશ નથી એમ કહેવાથી અસત્ય અ

ર્થનું વર્ણન થયું એટલે અત્યુકિત સિદ્ધ થઈ. એટલુંજ નહિ પણ અસત્ય અર્થમાં અદ્ભુતતા પણ વર્ણવેલીછે. કેમકે અવકાશ છતાં અવકાશ નથી એમ કહેવાથી સ્તનનું અતિ પુષ્ટ પણું સિદ્ધ થયું.

## ९७ निरुक्ति अलंकार.

निरुक्तिर्योगतोनाम्नामन्यार्थत्वप्रकल्पनं॥
ईद्दशैश्चरितैर्जानेसत्यंदोषाकरोभवान्॥

કોશમાં પ્રસિદ્ધ નામોના યોગથી બીજો અર્થ કલ્પવો તે નિરૂકિત અલંકાર કહેવાયછે. જેમકે, કોઈ વિરહિણી નાયિકા ચંદ્રના દર્શ નથી તાપ પામીને કહેછેકે, અમ સરખાં વિરહી લોકને તાપ કરવાથી હું જાણુંછું કે તું ખરેખર દોષાકર (દોષની ખાણ અને રાત્રિને કરનાર) છો.

આ શ્લોકમાં રાત્રિને કરનારો એવા અર્થ થી કોશમાં પ્રસિદ્ધ ચંદ્રના દોષાકર એવા નામનો દોષની ખાણ એવો બીજો અર્થ કરે

લોછે. તેથી આ નિરૂઢિત અલંકારનું ઉદાહરણ થયું.

पुराकवीनांगणनाप्रसंगेकनिष्ठिकाधिष्ठित कालिदासा॥
अद्यापितत्तुल्यकवेरभावादनामिकासार्थ वतीबभूव॥

આ વખતે કાલિદાસને અતિ ઉત્તમ કવિ માનનારો કોઇ પુરૂષ પોતાના મિત્રને કહેછેકે, આગળ ઉત્તમ કવિના ગણત્રીને વખતે કાલિદાસે ટચલી આંગળીનો આશ્રય કરેલો હતો. હજુ સૂધી પણ તે સરખા કવિના અભાવને લીધે તે પછીની અનામિકા (ટચલીથી બીજી આંગળી અને નામ વિનાની) તે અર્થવાળી થઇ.

આ શ્લોકમાં પણ ટચલીથી બીજી આંગળીનું અનામિકા એવું રૂઢ નામછે. તેના યોગથી અથ કરી કાલિદાસ જેવો બીજો કવિ કોઇ

નહતો કે જેનું નામ બીજી આંગળી પર આવે, એમ વર્ણન કરેલછે. તેથી આ પણ નિરૂક્તિ અલંકારનું ઉદાહરણ થયું.

## ૯૮ प्रतिषेध अलंकार.

**प्रतिषेधःप्रसिद्धस्यनिषेधस्यानुकीर्त्तनं॥**

**नद्यूतमेतत्कितवक्रीडनंनिशितैःशरैः॥**

પ્રસિદ્ધ નિષેધનું જે વર્ણન તે પ્રતિષેધ નામનો અલંકાર કહેવાયછે. જેમકે, યુદ્ધને વખતે કોઈ શૂરવીર પુરૂષની સામો જુગટીઓ પુરૂષ હથિયાર લઈ યુદ્ધ કરવા હાજર થયો ત્યારે પેહેલો વીર પુરૂષ તે જુગાર ખોરને કહેછેકે, હે કિતવ (જુગાર ખોર)! આ કાંઈ જુગટાંની રમત નથી. આતો તીક્ષણ બાણની રમત કરવીછે.

જગત્પ્રસિદ્ધ નિષેધ પોતાની મેળે નકામો હોવાથી બીજા અર્થને બતાવેછે. જેમકે, આ શ્લોકમાં જે યુદ્ધછે એ જુગટું નથી એ વાત

જગત્પ્રસિદ્ધછે, જેનું આ શ્લોકમાં જે વર્ણન કર્યું તેથી જુગારખોરને એમ બતાવ્યું કે તું જુગટું રમવામાં સુઘડછો પણ યુદ્ધના કામમાં કુશળ નથી. આ અર્થ સઘળો કિતવ શબ્દથી પ્રગટ કરેલોછે. તેથી આ પ્રતિષેધ અલંકારનું ઉદાહરણ થયું.

**नविषेणनशस्त्रेणनाग्निनानचमृत्युना॥**

**अप्रतीकारपारुष्याःस्त्रीभिरेवस्त्रियःकृताः॥**

સ્ત્રી રૂપ પદાર્થ વિષ, શસ્ત્ર અને મૃત્યુ માંના કોઈ પદાર્થમાંથી બનાવેલ નથી.. પરંતુ સ્ત્રીઓમાંથીજ સ્ત્રીઓને બનાવેલીછે.

આ શ્લોકમાં સ્ત્રી વિષાદિકથી ઉત્પન્ન થયેલ નથી આ વાત અખિલ વિશ્વમાં અનુભવ પ્રસિદ્ધછે. તોપણ તેનું તેવીરીતે વર્ણન કરવાથી એમ સિદ્ધ થાયછેકે, વિષાદિકથી પણ આ અતિક્રૂર સ્વભાવવાળીછે. કેમકે વિષાદિકની ક્રૂરતાને બંધ પાડનાર બીજા ઉપાયોછે. પણ સ્ત્રીની ક્રૂરતાને બંધ પાડનાર કોઈ ઉપાય નથી.

આવો અર્થ अप्रतीकार पारुष्याः એવા પદ થી પ્રગટ કરેલછે. તેથી આ પ્રતિષેધ અલંકા રનું ઉદાહરણ થયું.

## ९९ विधि अलंकार

सिद्धस्यैवविधानंयत्तदाहुर्विध्यलंकृतिं॥
पंचमोदंचनेकालेकोकिलःकोकिलोभवेत्॥

સિદ્ધ વસ્તુનું જે (સાધન) તે વિધિ નામનો અલંકાર કહેવાયછે. જેમકે, કોકિલનું કોકિલપણું પંચમસ્વરના ઉચ્ચાર વખતે જણા યછે.

આ શ્લોકમાં કોકિલનું કોકિલપણું પોતા ની મેળે સિદ્ધ છતાં પચમસ્વરના ઉચ્ચાર વખતે સકળ જનને મનોહર લાગેછે. એમ બતા વવા કોકિલમાં કોકિલપણાનું વર્ણન કરેલુંછે. તેથી આ વિધિ નામના અલંકારનું ઉદાહરણ થયુ.

हेहस्तदक्षिणमृतस्यशिशोर्द्विजस्य
जीवातवेविसृजशूद्रमुनौकृपणां॥

रामस्यगात्रमसिनिर्भरगर्भखिन्न
सीताविवासनपटोःकरुणाकुतस्ते॥

અધિકાર ન છતાં શૂદ્રના કરેલ તપથી ઉત્પન્ન થયેલ અધર્મને લીધે પૂર્ણ આયુષ્યના જો બ્રાહ્મણનો બાળક મરણ પામ્યે તેના બાપનો કકળાટ સાંભળી તે શૂદ્રને મારવા તૈયાર થયેલ રામની પોતાના હાથપ્રત્યે આ ઉકિતછે કે, હે મારા જમણા હાથ! મરેલ બ્રાહ્મણના દીકરાને જીવાડવા મુનિનો વેષ ધારણ કરનાર આ શૂદ્ર ઉપર ખડ્ગનો ઘા કર. કેમકે પેટમાં ગર્ભ હોવાથી અત્યંત દુઃખી સીતાને વનવાસ આપવાથી નિર્દય રામનું તું અંગછો. માટે તુંને આ કામમાં દયા ન હોવી જોઈએ.

આ શ્લોકમાં રામની પોતાના હાથપ્રત્યે ઉકિતમાં તું રામનું અંગ છો એમ પોતાના હાથને કહેવું એ નકામું છતાં પોતાની નિર્દયતાને ભીતર લઈ લેછે. અને તે ભીતર રહેલું નિર્દય પણું નિર્ભર ગર્ભ ખિન્ન ઇત્યાદિ પદ કરીને પ્રગટ કરેલુંછે. તેથી આ પણ વિધિ નામ

ના અલંકારનું ઉદાહરણ થયું.

## ૧૦૦ हेतु अलंकार.

हेतोर्हेतुमतासार्द्धंवर्णनंहेतुरुच्यते॥
असावुदेतिशीतांशुर्मानच्छेदायसुभ्रुवां॥

કાર્ય સાથે કારણનું વર્ણન કરવું તે હેતુ નામનો અલંકાર થાયછે. જેમકે, માનવતી નાયિકાને મનાવવા પ્રયત્ન કરતા છતાં પણ માનની નિવૃત્તિ ન દેખી અકળાયલાં નાયકને નાયકાની સખી કહેછેકે, માનવતી નાયકાના માનનું છેદન કરવામાટે આ ચંદ્રમા ઉદય પામેછે, માટે થોડી વાર ખમીજા. ચંદ્ર ઉદય થયે કામનું ઉદ્દીપન થવાથી આ નાયિકા મેહેનત વિના માન મૂકી આપશે.

આ શ્લોકમાં માનની નિવૃત્તિરૂપ કાર્યની સાથે માનની નિવૃત્તિ કરનાર ચદ્રરૂપ કારણનું વર્ણન કરેલુંછે. તેથી આ હેતુ નામના અલંકારનું ઉદાહરણ થયું.

एवंतेविद्रुमच्छायोमरुमार्गइवाधरः॥

कस्यनोतनुतेतन्विपिपासाकुलितंमनः॥

શાતા હોઠવાળી નાયકાને જોઈ તેના ચુંબનની તૃષ્ણાવાળો નાયક તેને કહેછેકે, હે સૂક્ષ્મ અંગવાળી નાયકા! મરૂદેશ (પાણી વિનાનો દેશ)ની પેઠે વિદ્રુમચ્છાય (પ્રવાળાં જેવી કાંતિવાળો અને ઝાડની છાયા વિનાનો) તારો હોઠ કોના મનને તૃષાથી આકુળ કરતો નથી?

આ ઉદાહરણમાં તૃષારૂપી કાર્ય સાથે મરૂમાર્ગની ઉપમાને ઉત્પન્ન કરનાર "વિદ્રુમચ્છાયા" એ વિશેષણ વાળા હોઠરૂપ કારણનું વર્ણન કરેલું છે. તેથી આ હેતુ અલંકારનું ઉદાહરણ થયું.

हेतुहेतुमतोरैक्यंहेतुंकेचित्प्रचक्षते॥

लक्ष्मीविलासाविदुषांकटाक्षावेंकटप्रभोः॥

જે કાર્ય અને કારણની એકતા વર્ણવવી તે પણ હેતુ અલંકાર એમ કેટલાક કહેછે જેમકે, કોઈ વેંકટ નામના ભગવાનનો ભકત કહેછેજે, વિદ્વાનને માટેતો વેંકટ ભગવાનના કૃપા

કટાક્ષજ લક્ષ્મીના વિલાસછે.

આ શ્લોકમાં કૃપા કટાક્ષ રૂપ કારણ અને લક્ષ્મી વિલાસ રૂપ કાર્ય અભેદથી વર્ણવેલ છે. તેથી બીજા આચાર્યોએ માનેલા હેતુ અલકારનું આ ઉદાહરણ થયું.

आयुर्दानमहोत्सवस्यविनतक्षोणीभृतांमू
र्त्तिमान्
विश्वासोनयनोत्सवोमृगदृशांकीर्त्तेः
प्रकाशःपरः॥
आनंदःकलिताकृतिः
सुमनसांवीरश्रियोजीवितं
धर्मस्यैषनिकेतनंविजयतेवीरः
कलिंगेश्वरः॥

કોઈ કવિ કલિંગેશ્વર નામના રાજાનુ વર્ણન કરેછે કે, દાન મહોત્સવના આયુષ્યરૂપ, પોતાપાસે નમેલા રાજાના મૂર્ત્તિમાન વિશ્વાસ રૂપ, મૃગસરખાં નેત્રવાળી સ્ત્રીઓના નેત્રને ઉત્સવરૂપ, કીર્ત્તિના પ્રકાશરૂપ, પંડિતોના મૂર્ત્તિમાન

આનંદરૂપ અને શૂરવીરતાનાં જીવન રૂપ આ કલિંગેશ્વર રાજા સર્વથી ઉત્કૃષ્ટ પણે વર્ત્તેછે.

આ શ્લોકમા કારણ કલિંગેશ્વર રાજા અને કાર્ય આયુષ્યાદિકનો અભેદ વર્ણવેલોછે. તેથી આ પણ ઉપલા હેતુ અલંકારનું ઉદાહરણ થયું.

इत्थंशतमलंकारालक्षयित्वानिदर्शिताः॥
प्राचामाधुनिकानांचमतान्यालोच्यसर्वतः॥

હવે ગ્રંથકાર કહેછેકે, પ્રાચીન અને અર્વાચીન આલંકારિકોના મતને તપાસીને લક્ષ્ય લક્ષણ સહિત ઉપર પ્રમાણે સો અલંકાર આ ગ્રંથમાં બતાવેલાછે.

